ૐ

# અંત્યજો મૂળ બ્રાહ્મણ છે

લેખક: ડૉ. વિ. કૌશીક પંડિત: નિરૂક્તાચાર્ય: એમ. ડી. (હોમીઓ)

ઈ. સ. ૧૯૧૯માં મુંબાઇમાં મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડના
અધ્યક્ષપણા નીચે ભરાયલી અંત્યજ પરિષદમાં

વાંચેલો નિબંધ.

પ્રકાશક: બખારા સાહેબની ગુજરાતી ત્રીજી આવૃત્તિ, પ્રતો ૫૦૦૦૦

કીંમત ૦-૪-૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—કર્તા પાસેથી: મુ. પાટડી: જીલ્લે અમદાવાદ.

---

## બે બોલ

ઈ. સ. ૧૯૧૯ મા મુંબઇમાં ફ્રેન્ચપુલની નીચે વડોદરાના મહારાજા સર શ્રી સયાજીરાવ ગાયકવાડના પ્રમુખપણા નીચે એક મ્હોટી "અંત્યજ પરિષદ" ભરાઇ હતી. તે સમયે (હાલ સ્વર્ગસ્થ) પ્રાતઃ સ્મરણીય લોકમાન્ય શ્રી બાલ ગંગાધર ટિળકે અન્ત્યજોની અસ્પૃશ્યતા દૂર કરનારો એક પ્રસ્તાવ મૂક્યો હતો જેનું સમર્થન તે સમયના, મુંબઇની સેન્ટ ઝેવીઅર કૉલેજના સંસ્કૃત અધ્યાપક ડૉ. વિશ્વામિત્ર કૌશિક પંડિતે કરતાં અન્ત્યજો મૂળ કોણ છે તે બાબતમાં પ્રકાશ પાડનાર એક નિબન્ધ વાંચ્યો હતો. એ પરિષદના અન્તઃ સંચાલક રેવરન્ડ શીંદેએ એમને એ નિબન્ધ છા

નિનતિ કરતાં તેમણે એક લઘુ પુસ્તક "ઢેડ બ્રાહ્મણો છે"

ને હિન્દી ભાષાન્તરો પણ થયાં છે. હિન્દી

ત. એ પુસ્તકની આ

# અન્ત્યજો (મૂળ) બ્રાહ્મણો છે.

**સ.** ભલા, આપણા ભારતવર્ષમાં અન્ત્યજ તરીકે જાણીતી થયેલી જાતિયો જેવી કે ઢેડ, ભંગી, ચમાર ચૂહડા, મહેતર રહેતિયા, મેઘ, બટવાલ, ડોમ નિષાદ, ધાનક, પારિયા, માંગ, મહાર આદ્યદ્રાવિડ માતંગ, રૂખીશ્વર વિગેરે મોચી, ભિલ્લ, વાઘરી, ગોંડ ખંદાલ ભુતકર આદિ સ્પૃશ્ય તેમજ અસ્પૃશ્ય પણ જુદા જુદા પ્રાન્તોમાં જુદાં જુદાં નામોથી વાસ કરી રહી છે, અને જેને ઉચ્ચ વર્ણસ્થ હિન્દુ લોક અડકવાથી પણ અધર્મ માને છે તે સર્વે અન્ત્યજ તરીકે ગણવામાં આવી છે. ક્યાંથી અહીં આવી વસી હશે તે વિષયમાં તમે કંઇ જાણો છો ?

**જ.** હા, ભારતવર્ષના બહારથી ક્યાંયથીએ એ લોકો આવ્યા નથી. પણ આપણાજ હિન્દુ બન્ધુઓ છે, એટલુંજ નહિ પણ મૂળ ચારે વર્ણોમાં શ્રેષ્ટ ગણાતા બ્રાહ્મણો પૈકી એ લોકો છે.

**સ.** તમે આ શું લવો છો, હું તે માનવા તૈયાર નથી.

**જ.** ભાઇ, જરા તમારા મગજને શાન્ત રાખી, પક્ષપાતના ચશ્મા જરા દૂર કરી મારી દલીલ સાંભળશો તો હું નિશ્ચયપૂર્વક કહું છું કે તમે મારી વાતને જરૂર મળતા થશો.

**સ.** ચાલો ત્યારે સાબિત કરો.

**જ.** જુઓ સાંભળો, પ્રથમ તો, તમારે જાણવું જોઇએ કે આપણા ભારતવર્ષમાં જુના કાળમાં એટલે કે આજથી આશરે અઢી હજાર વર્ષો પૂર્વે નરક ઉપાડવાનું કાર્ય માણસો મારફતે લેવામાં આવતું જ નહિ. તે સમયમાં હિન્દમાં જેટલી મનુષ્ય સંખ્યા હાલ છે તેટલી મ્હોટી હતી જ નહિ; મનુષ્યો મ્હોટે ભાગે ગ્રામવાસીઓ હતા. હજી પણ

¹ દેશી મનુષ્યો ગામડામાં જ વસે છે. એ ગ્રામોમાં ²

મળતું જીવન ગાળવાનાં સાધનો સુલભ હોઇ

¹ વસતાં જીવન વધારૂ ² બહાને

ફુરસદથી જે ગામડાંઓ હજી દૂષિત થયાં નથી ત્યાં તમે એકપણ ભંગી જોશો નહિ. અને તે જુના કાળમાં તો ભંગીની આવશ્યકતાઓ એમને પ્રતીત થઇ નહોતી એટલે ભંગીઓનો વર્ગજ ઉભો થયો ન હતો. હવે જે તે સમયમાં નગરો હતાં તેની બાંધણી હાલના કરતાં કંઇ જુદાજ પ્રકારની હતી. એમ "હ્યાંત્સાંગ" આદિ ચીનદેશવાસી યાત્રીઓ જે ઇ. સ. ત્રીજી અને છઠ્ઠી શતાબ્દીમાં ભારત આવ્યા હતા અને જેણે અહીંનું વર્ણન કર્યું છે તેથી માલમ પડે છે. શહેરો કંઇ બહુ ન હતાં. અને જે હતાં તે એક હારમાં લાંબા ને લાંબા બંધાતાં. આવા શહેરોમાં પણ મળ-ત્યાગને માટે ખેતરો અને જંગલોમાં જવાનો રિવાજ છે. અને ડોસાં, અશક્ત સ્ત્રી પુરૂષ અને બાળકો માટે પોતાનાં ઘરોના પાછળના વાડામાં એક ખાડો ખણવામાં આવતો અને તેમાંજ તે ગોઠવણ કરવામાં આવતી. મળ ભેગો થયે ઘણીવાર માટી, અથવા મીઠું નાંખી તેને પૂરી દેવામાં આવતો. દુર્ગન્ધ દૂર કરવા તે સમયે સારામાં સારો માર્ગ તેમને એ જ જણાયો હતો. હજીપણ દક્ષિણના કોકણપ્રાન્તમાં ગુજરાત અને કાઠિયાવાડમાં ઘણે ઠેકાણે આ જુની પ્રથા જ ચાલુ છે. જેને શૌચકૂપ, ખાળકુવા અથવા તાજખાનું કહે છે. વીસમીસદીના મ્હોટાં મ્હોટાં શહેરોમાં જે રીતે મનુષ્યો મારફતે નરક સાફ કરાવી તે નરકની ગન્ધાતી ટોપલીઓ એમને માથે ઉંચકાવી સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ટ એવી મનુષ્યજાતિનું જેટલું અપમાન કર્યું છે તેટલી હદ સુધી આપણા વડવાઓ પહોંચ્યા નહોતા. બળદને બદલે માણસોને હળમાં જોડવા એ જેમ બન્ને રીતે, કુદરતી લાયકાત અને અર્થશાસ્ત્રથી વિરૂદ્ધ છે તેમ એ જુનાકાળમાં સૂર્યના કિરણો અને કુકરો આદિથી તે કાર્ય કુદરતી રીતે થઈ જતું હોવાથી "ઇશ્વરપુત્ર" માણસ જાતને એવા ઘૃણિત કાર્યમાં તેઓએ લગાડ્યા ન હતાં. બલ્કે માણસો આપણો મળ સાફ કરે એ તેમના ખ્યાલમાંયે આવવું મુશ્કેલ હતું. મનુષ્યો મારફતે મળ ઉપાડવાની પદ્ધતિનો અધિક સ્પષ્ટ પડતો કાળ મુસલમાનોનાં આ દેશપર આક્રમણ પછીનો કહી શકાય. માટે જ જાજરૂ ( જાય–એ–જરૂર=જરૂરની જગ્યા ) પાયખાનું, ટટ્ટી વિગેરે ફારસી આદિ ભાષાના આપણામાં દાખલ થયા છે. અઢી હજાર વર્ષ પૂર્વેના કોઇપણ ગ્રન્થ કે શાસ્ત્રોમાં. "ભંગી અથવા મળવહન કરનાર" એવા અર્થવાળો કોઇપણ શબ્દ ઉપલબ્ધ થતો નથી.

સ. ત્યારે ચંડાળ, શ્વપચ વિગેરે કોણ છે.

૪. તે કથા તેટલા જ શબ્દો નહિ બલ્કે બીજા ઘણા શબ્દો એવા આવે છે. જુઓ અમરકોષ બીજો કાંડ, શુદ્ર વર્ગ શ્લોક ૧૯-૨૦.

**चण्डाल प्लवमातङ्ग दिवाकीर्ति जनगमाः**
**निषाद श्वपचावन्तेवासी चाण्डाल पुक्कसाः**
**भेदाः किरात शबर पुलिन्दा म्लेच्छजातयः**

**અર્થ**—ચંડાળ, પ્લવ, માતંગ, દિવાકીર્તિ, જનંગમા, નિષાદ શ્વપચ, અન્તેવાસી, ચાંડાલ, પુક્કસ. એ સર્વે ચંડાલના પર્યાયો છે. અને કિરાત શબર પુલિન્દ તેમજ મ્લેચ્છ તેના ઉપભેદો છે. ક્યાંક મૃતપ શબ્દ પણ આવે છે. પણ આ સર્વ શબ્દોમાં "ભંગીને દર્શાવનાર કોઈપણ શબ્દ નથી. તે આપણે તેની વ્યુત્પત્તિ જે અમરકોષની ભાનુદિક્ષિત રચિત "વ્યાખ્યા સુધા" નામની ટીકામાં આપી છે તે તપાસીએ. ચંડાલ, **चण्डिकोपे** એ ધાતુથી બને છે. જેનો અર્થ "કોપ કરનાર" એવો થાય છે. પ્લીવ, એ પ્લુ એટલે કુદવું તે પરથી "કુદી કુદીને ચાલનાર" એવો તેનો અર્થ થાય છે.

દિવાકીર્તિ = દિવા + અકીર્તિ અને દિવા + કીર્તિ એમ બન્ને વિગ્રહો આવ્યા છે. અર્થાત્ જેનું નામ દિવસે ન લેવાય, અને કેટલાએકો એમ માને છે કે દિવસેજ તેનું નામ લેવાય. બીજા શબ્દોમાં કહિયે તો દિવસે કામ કરી રાતે ચાલ્યા જાય. જનંગમ="**अधमान् जनान् गच्छति**" =અધમ લોકોમાં જનાર. નિષાદ = "**निषण्णमस्मिन पापम्**"="જેમાં પાપ આવી બેઠું છે" તે. શ્વપચ=શ્વ+પચ=કુતરા રાંધનાર. અન્તેવાસી, અન્તે+વાસી=ગામ બહાર રહેનાર. ચંડાળ=ચાંડાળ, અર્થ બન્નેનો એકજ છે. પુક્કસ=**पुत् कसति** મરેલાં પશુઓને ઘસડી લઇ જનાર. કિરાત, **कृ**=વિખેરવું અને **अत**=સતત ચાલવું. એ પરથી હમેશ (પશુપક્ષી વિગેરેનું લોહી) વિખેરનાર શબર=**शव+र** = મુડદાં લઇ જનાર. પુલિન્દ, **पुल**=મહત્વે=મહત્વવાળો. **मलेच्छ=अव्यक्त-शब्द** અર્થાત્ અવ્યક્ત, અશુદ્ધ બોલનાર "મલેચ્છ" કહેવાય છે. મૃત+પા ="મહેુડ઼ું પીનાર" એવો અર્થ થાય છે.

તમે જોઇ શકશો કે ઉપર દર્શાવેલા કોઇપણ શબ્દનો અર્થ "નરક વહન કરનાર" એવો થતો નથી.

૫. પણ જ્યારે ચંડાળ, શ્વપચ મૃતપ એ શબ્દો આવે છે; ત્યારે કુતરાં રાંધી ખાનાર અને મરેલાં પશુઓનું માંસ ખાનાર એવી જાતિયો

કૃત્યથી તેને કંપારી છૂટી. તેણે દેવ દેવતાઓનું શરણ
એક પછી એક દેવતાઓની પ્રાર્થના કરવા લાગ્યો. પ્રથ
પછી બીજા દેવતાની એમ ઘણા એક પછી એક દેવતાઓન.
નાને અંતે ઉષાની પ્રાર્થનાથી તેના પાશ ઢીલા થઈ ગયા અને ૫
તેને માફી આપી. શુનઃશેપ છૂટો થયો અને રાજી થયો પણ હવ
તેણે પોતાના પિતા અજીગર્તની પાસે જવાની ના પાડી એટલું જ
નહિ પણ મને તમારો ધર્મપુત્ર કરો એમ વિશ્વામિત્રને તેણે આજીજી
કરી. વિશ્વામિત્રે ખુશીથી તેમ કરવાનું સ્વીકાર્યું. વિશ્વામિત્રને સો
પુત્રો હતા તેમાં સૌનું મ્હોટપણ શુનઃશેપને આપવાનું સ્વીકાર્યું. હવે
પછી જે બન્યું તે તે ઐતરેય બ્રાહ્મણનો અક્ષરશઃ પાઠ અને તેના
પર શ્રી સાયણાચાર્યનું સંસ્કૃત ભાષ્ય નીચે પ્રમાણે છે.

**तस्यह विश्वामित्रस्यैक शतं पुत्रा आसुः पञ्चाशदेव ज्यायांसोमधुच्छन्दसः पञ्चाशत् कनीयांस। तद्ये ज्यायांसा न ते कुशल मेनिरे तानतुव्याजहारअन्तान् वः प्रजाभक्षीष्टेति। त एते आन्ध्राः पुण्ड्राः शबराः पुलिन्दा मूतिबा इत्युदन्त्या बहवो भवन्ति विश्वामित्रो दस्यूनां भूयष्ठा इति.**

તેણે વિશ્વામિત્રની મદદ ચાહી. અને તેણે શુનઃશેપને દેવતાઓને શરણે જઈ પ્રાર્થના કરવાની ભલામણ કરી.

સાયણાચાર્યનું ભાષ્ય—

तततेषु एकशत संख्याकेषु पुत्रेषु मध्ये ये मधुच्छन्सो ज्यायान्सो ज्येष्ठाः पञ्चाशत संख्याका सन्तिते शुनःशेपस्य विश्वामित्र पुत्रत्वं कुशलं न मेनिरे इदं समीचीनमिति नाङ्गीकृतवन्तः तान् ज्येष्ठान् पञ्चाशत संख्याकान् अनुलक्ष्य विश्वामित्रो व्याजहार व्याहरणं शापरूपं वाक्यमुक्तवान् । हे ज्येष्ठ पुत्राः युष्माकं मदीयजाति लाञ्छनां प्रजाः पुत्रादिकाः अन्तान् भक्षीष्ट चाण्डालादि रुपान् नीचजाति विशेषान् भजतामिति । तेणी शप्ता सन्तः अन्ध्रत्वादि पञ्चजाति विशेषाः भवन्ति ॥ इति शब्दस्य तत् प्रकारदर्शनत्वाद् अन्येऽपि नीच जाति विशेषाः सर्वे विवक्षिताः । उदगतो अन्तः उदन्तः अत्यन्त नीचजाति तत्र भवा उदन्त्याः ते बाहवोऽनेक विधा विश्वामित्र सन्ततिजा दस्यूनां तस्कराणं मध्ये भूयिष्ठा अत्यधिकाः ।

ઐતરેય બ્રાહ્મણ છઠ્ઠી પંચિકા, ૩ જો અધ્યાય.

ગુજરાતી ભાષાન્તર–વિશ્વામિત્રના સો પુત્રો હતા તે સો છોકરાઓમાં શુનઃશેપ મધુચ્છન્દસ્થી મ્હોટા અને બાકી તેથી ન્હાના, મધુચ્છન્દસ્થી માંડી મ્હોટા પચાસ છોકરા હતા તેમણે ( સ્વપિતા ) વિશ્વામિત્રનું શુનઃશેપનું જ્યેષ્ઠત્વ સ્વીકાર્યું નહિ. આથી વિશ્વામિત્રે ( ગુસ્સે થઈ) તે પચાસ પુત્રોને શાપ આપ્યો. " હે જ્યેષ્ઠ પુત્રો તમારાં સન્તાનો મારી ( બ્રાહ્મણ ) જાતિ ઓળંગીને તે પુત્રપૌત્રાદિ પ્રજા અન્ત્યજ, **ચાંડાળાદિ રૂપ નીચ જાતિ વિશેષને પામો.** શાપ પામેલા તેઓ આંધ્ર, પુંડ્ર, શબર, પુલિન્દ તેમજ મૂતિબ જાતિવિશેષને પામ્યા. મૂળમાં "**ઇતિ**" શબ્દનો પ્રકાર દર્શન અર્થાત્ " વિગેરે વિગેરે " " બીજાઓ પણ " આવા અર્થમાં હોવાથી અન્ય પણ નીચ જાતિવિશેષો સર્વે ( વિશ્વામિત્રના પચાસ પુત્રોના વંશજો ) છે એમ વિવક્ષિત છે. ઉદ્ગત અન્ત છે જેનો તે " ઉદન્ત "=અત્યન્ત નીચ જાતિઓ અને તેમાં ઉત્પન્ન થયેલા તે " ઉદન્ત્યા "=અંત્યજો છે. અને તેઓ અનેક જાતના ( જુદે જુદે સ્થાને જુદાં જુદાં નામોથી સેંકડો જાતિયોમાં વ્હેંચાયલા ) હોઈ વિશ્વામિત્રના પચાસ પુત્રોના વંશજો દસ્યુ અર્થાત્ તસ્કરાદિ જાતિયોમાં મુખ્ય ભાગે વેંચાયલા છે. આ પરથી સ્પષ્ટ જ છે કે ચંડાલાદિ મદ્રાસ આદિ પ્રદેશોમાં જાણીતા આન્ધ્રો, પુંડ્ર જાણવા પ્રમાણે બંગાળદેશ અને તેની સીમાના અસ્પૃશ્ય ગણાતા લોકો, શબર=મુંડદા ઘસડનારા લોકો શબ્દ શબ્દો ભિન્ન વાચી પણ આગ્યો છે. એટલે પછી ભિલ્લ, તેને મળતા આવતા વાઘરી, કાથોડી, કાતકરી ગોંડ, કોરકુ, સંતાલ, સુરત જીલ્લાના દોડિયા, નાયકા, દુબળા વિગેરેનો પણ અર્થ ગ્રહણ થઇ શકે છે. જો કે આ કોમો હવે સુધરી ગઇ છે અને મુંડદા ઘસડતી નથી. અને અસ્પૃશ્ય રહી નથી. તેમજ મોચીઓનો પણ એજ વર્ગમાં સમાવેશ થઇ શકે છે. તેઓ મુંબઈ ઇલાકામાં તો અસ્પૃશ્ય જ છે. " પુલિન્દ " એ નામની જાતિથી હું પરિચિત નથી પણ ભિલ્લ સમાન જાતિ તે હોવી જોઇએ. પૂર્વ જણાવેલા પર્યાયો પરથી તો તે ચંડાલવાસી છે, " મૂતિબ " નામથી ઓળખાતી જાતથી પણ હું પરિચિત નથી. તે કોઈ વનવાસી અન્ત્યજ હોવી જોઇએ. ઉપર જણાવેલી અન્ધ્રાદિ સર્વ અન્ત્યજ કોમો વિશ્વામિત્ર ઋષિના મધુચ્છન્દસ આદિ પચાસ પુત્રોના વંશોમાંથી ઉતરી આવી છે તે તો આપણે જોઇ લીધું એ સર્વે બ્રાહ્મણો હતા. એજ કોમોમાંથી કાળ જતે, વણવાનું કામ કરવાથી વણકર મળવહન કરવા લાગ્યાથી ભંગી, કે ઢેડ, ચામડાનું કામ કરવાથી ચર્મકાર ચમાર–જોડા આદિ શિવવાથી મોચી, મહાર માંગ એવાં નામો ધારણ કરનારી ઉપજાતિયો પ્રસિદ્ધિમાં આવી છે. મૂળ સર્વે

બ્રાહ્મણો હતા. એ પણ અહીં સ્પષ્ટ થઇ ગયું કે, કેટલાક ઇતિહાસલેખક પાશ્ચાત્યો, અને તેમના વિચારોથી આરક્ત આંગ્લવિજ્ઞિયો અને સાક્ષરંમન્યો "આ સર્વ જાતિયો મૂળ આર્યાવર્તના બ્હારના પ્રદેશમાંથી અહીં આવી વસી અને તે હિન્દુઓ નથી" "અથવા ભારતની મૂળ જંગલી જાતિયો છે ઇત્યાદિ કહે છે." તે કેટલું અસત્ય છે, એ કપોલકલ્પના એક અવિભક્ત હિન્દુ-જાતિને ઘણા ટુકડાઓમાં તોડી બતાવી અસ્તવ્યસ્ત કરી નાંખવાની એક રાજનૈતિક કુટીલ યુક્તિ કાં ન હોય ?

ઉપર જણાવેલી, ઐતરેય બ્રાહ્મણની કથા શ્રીમદ્ ભાગવતમાં નવમા સ્કન્ધના સાતમા અને સોળમા અધ્યાયમાં પણ આપી છે, જોઇ લેવી.

સ. હા શોક ! જે જાતિયો જોડે સદિયોથી તે અત્યાર સુધી આપણે અમાનુષોચિત વ્યવહાર કર્યો, કુતરાં કરતાંએ જેને અમે નીચ સમજી બેઠા, તે તો બધા આપણા જ બન્ધુઓ અરે પૂર્વે બ્રાહ્મણો હતા. શું હિન્દુજાતિની આ દશા થઇ ? વિદ્દવર્ય આપે મારૂં અજ્ઞાન દૂર કર્યું માટે આપનો હું બહુ ઋણી થયો છું.

હજી મારે વધુ પૂછવું છે, આપે આપની પંજાબની અને હિમાલયની યાત્રાનું વર્ણન કરતાં એકવાર જણાવ્યું હતું કે એ તરફ "વાશિષ્ઠ મેઘ" નામની ત્યાં મ્હોટી કોમ છે અને તે વશિષ્ઠ ઋષિના વંશમાંથી ઉતરી આવ્યા છે તે હું કંઈ સમજ્યો નહિ

જ. કાશ્મીર સ્ટેટના ભદરવા નામના જીલ્લામાં મુખ્યભાગે અને અન્યત્ર પણ, તથા જમ્મૂ પ્રાન્તમાં, તેની પાસે પંજાબને છેડે આવેલા શિયાલકોટ જીલ્લામા, કાશ્મીરની હદથી જોડાવલા ચંબા રાજ્યમાં અને એ તરફના બીજા વિભાગોમાંએ, "વાસિષ્ઠમેઘ" નામની મ્હોટી જાતિ છે. છેલ્લી વસતિ ગણનામા તે જાતિની સંખ્યા માત્ર કાશ્મીર રાજ્ય માજ ૭૪૭૬૨ માણસોની થઇ હતી. આ લોકો અતિશય રૂપવાન્ છે. પાશ્ચાત્ય અંગ્રેજ આદિનું રૂપ પણ તેમની પાસે પાણી ભરે. આ લોકો મુખ્યત્વે કૃષિજીવી છે. મજુરી આદિ પણ કરે છે. પણ હાય કમનસીબ ! તેઓ સર્વ ત્યાં અસ્પૃશ્ય ગણાય છે. જો કે કેટલાક વેશ્યાવૃત્તિજીવી લોકો અતિશય રૂપવતી વાસિષ્ઠ મેઘ જાતિની સ્ત્રીઓને ફોસલાવી પટાવી ન્હસાડી લાવી પંજાબ અને અન્યત્ર લઇ તેણીઓનું વેચાણ કરે છે અને ઘણીવાર વેશ્યાગૃહમાં તેણીઓને ગોંધી રાખી અનીતિને માર્ગે ચઢાવી દે છે. મુંબઇનગરી સુધીએ આ રૂપસુન્દરીઓની આયાત થઇ છે. માત્ર તેણીઓને ઉંચી જાતિયોનાં ખોટાં નામોનું માન આપવામાં

આવે છે. મુંબઈની "સફેદગલી"માં પણ થોડીએક તેમાંની છે. ઘણીકવાર માર્ગે ચાલતાં માણસને મુંબઇ વાસીઓથી જુદું પડતું તેમનું અલૌકિક સૌન્દર્ય જોઇ આશ્ચર્ય થયા વગર રહેતું નથી. કાશ્મીર રાજ્યને આ અધમ વ્યાપાર અને અનાચારની જાણ થતાં આવી સ્ત્રીઓની બ્હાર આયાત થવા પર કાયદાનો અંકુશ પણ મૂકાયો છે. વાંચો બિરદાદરેશી" ('સ્ત્રીઓનું વેચાણ') નામનું શ્રી લા. જીવનલાલ કોર્ટ ઇન્સ્પેકટરનું પુસ્તક ઠેકાણું શ્રીનગર કાશ્મીર. કાશ્મીર આદિના તે પ્રાન્તોમાં ભ્રમણ કરનાર વિચારશીલ યાત્રીઓને તેઓનાં રહેણી કહેણી રૂપ અને જાતિનાં નામ સાથે વાસિષ્ઠ નામનું જોડાણ વિગેરે જોઇ સખેદાશ્ચર્ય થયા વગર રહ્યું નથી. તેઓ મૂળ બ્રાહ્મણો હોવા જોઇએ એવું ઘણાએ માને છે પણ તેઓ ખુલાસો કરી શકતા નથી. વાસિષ્ઠ મેઘોમાંના ઘણાઓ મૃતપશુ માંસ ખાય છે. જો કે હવે તેઓ છોડવા માંડયા છે. મૂળ એ બ્રાહ્મણો હતા.

સ. પણ તેમનાં જાતિવાચક નામની આગળ માત્ર વાસિષ્ઠ નામ આવવાથી તેઓ વસિષ્ઠ કુલોત્પન્ન બ્રાહ્મણો છે એમ કેમ મનાય?

જ. ભલા, આજ કાલના નિરક્ષર, અને રસોઇયા વિગેરે શુદ્રવૃત્તિવાળા કહેવાતા કદરૂપ બ્રાહ્મણોને પૂછિયે કે "તમો શી જાત છો" તો તેઓ "અમે ફલાણા બામણ છિયે" એમ કહી વધારે ખાતરી આપવા ગળા માંહેની મેલી જનોઇ બતાવી અને વંશ કે ગોત્ર પૂછતાં "ભારદ્વાજ કે કશ્યપ" કહે છે તે સિવાય એ લોકોના કપાળમાં બ્રાહ્મણત્વની કોઇ મુદ્રા કે કોઈ ટ્રેડમાર્ક જેવું થોડું કરી મૂકયું છે! છતાં તેઓ બ્રાહ્મણોમાં ખપે છે. ત્યારે એ વાસિષ્ઠમેઘોએ શો અપરાધ કર્યો?

સ. ના સાહેબ, એ લોકોનો ઇતિહાસ લુપ્તપ્રાયઃ છે. એટલે જ્યાં સુધી તમે કંઈ સંતોષકારક શાસ્ત્રીય પ્રમાણ ન આપો ત્યાં સુધી હું જબરદસ્તીથી માનવા તૈયાર નથી.

જ. હયો ત્યારે સાંભળો, જુઓ વાલ્મીકીય રામાયણ, બાલકાંડ, સત્તાવનમા સર્ગના દસમા શ્લોકથી માંડી ઓગણસાઠમા સર્ગના અંત સુધી.

एतस्मिन्नेव कालेतु सत्यवादी जितेन्द्रियः

त्रिशङ्कुरिति विख्यात इक्ष्वाकुकुल वर्धनः ।

* અહીંથી આરંભ થાય છે, વિસ્તારભયને લીધે પ્રાસ્તાવિક પ્રકરણ સંક્ષેપમાં જ આપી ઉપયુક્તાંશ અક્ષરશઃ સંભળાવીશ......

પૂર્વકાળે ( શ્રી રામચન્દ્રનો વડવો ) ત્રિશંકુ નામનો રાજા થઈ ગયો. તેણે જીવતાં જ સદેહે સ્વર્ગમાં જવાનો નિશ્ચય કરી સ્વકુળપુરોહિત વસિષ્ઠ ઋષિને પોતાનો નિશ્ચય જણાવી તેને તેવો યજ્ઞ કરાવવા આજ્ઞા કરી. પણ વસિષ્ઠે તેમ કરવા ના કહી. એથી તે વસિષ્ઠના સો પુત્રો હતા ત્યાં જઇ તેમ કરાવવા તેમને સૂચવ્યું.

પણ વસિષ્ઠના સો પુત્રોએ નિષેધ કરી જણાવ્યું કે "તું તારા કુળ પુરોહિત વસિષ્ઠ પાસેજ જા. તેઓ તેમ કરવા સમર્થ છે." એટલે તે ત્રિશંકુએ નિરાશ થઈ જણાવ્યું કે "ત્યારે હું હવે બીજા કોઇનું શરણ લઇશ." આવું તેનું વચન સાંભળી વસિષ્ઠના પુત્રો ગુસ્સે થઈ ગયા અને તેને "ચંડાલ થઈ જા" એવો શાપ આપ્યો. ત્યારે ત્રિશંકુ રાજા રાત પડતાં નીલવસ્ત્ર ધારી, માથે બોડકો, શ્મશાનમાંથી ઉપલબ્ધ થતાં પુષ્પ અને ભષ્મ અંગરાગ તરીકે ધારણ કરનાર, લોઢાંનાં આભૂષણવાળો, અને પરૂષ થઈ ચંડાલ રૂપે પોતાના મંત્રી આદિથી ત્યજાયલો એકલો જ વનમાં ફરવા માંડયો. કાલાન્તરે તેણે વનમાં વિશ્વામિત્ર જોયા અને તે ઋષિને તેણે નમસ્કાર કર્યો. વિશ્વામિત્રઋષિએ ત્રિશંકુનું હાલનું આવું રૂપ કેમ થઈ ગયું તેનું તેને કારણ પૂછ્યું, ત્યારે તેણે આરમ્ભથી તે અન્ત સુધી સર્વ સવિસ્તર કહી સંભળાવ્યું. અને અન્તે "હે ઋષિશ્રેષ્ઠ! તમે પરમ પુરૂષાર્થી છો, સમર્થ છો, અને મહાતપસ્વી છો માટે મારા નિશ્ચયને પાર પાડવા મારો યજ્ઞ કરાવો કે જેથી હું સદેહે સ્વર્ગે જાઉં. હું તમને શરણ આવ્યો છું." વિશ્વામિત્ર ઋષિએ કરૂણ થઇ હા કહી અને બોલ્યા કે "તારા દઢ નિશ્ચયને જાણી હું જરૂર તેવો યજ્ઞ કરાવીશ અને તને સદેહે સ્વર્ગે મોકલી શકીશ." એમ કહી પછી પોતાના શિષ્યોને ચારે દિશાઓમાં યજ્ઞ કરાવી શકે તેવા મુનિયો અને યાજકોને તેડવા માટે મોકલ્યા; અને ઉમેર્યું કે "ત્રિશંકુને શાપ આપનાર વસિષ્ઠ પુત્રોને પણ આમંત્રણ આપશો અને કંઇ તે મારી વિરૂદ્ધ બોલે તે સર્વ આવી મને કહેજો." શિષ્યો આજ્ઞા માની તેમ કરવા ગયા. અને સર્વ ઠેકાણેથી યાજક મુનિયોને બોલાવી લાવ્યા અને જ્યારે તેઓ વસિષ્ઠ પુત્રોને તેડવા ગયા હતા ત્યારે તેઓ ન આવ્યા અને વિરૂદ્ધ બોલી વિશ્વામિત્રને અણઘટતું દૂષણ લગાડયું, તે તેમણે આવીને સર્વ વિશ્વામિત્રને નિવેદન કર્યું. વસિષ્ઠ પુત્રોનું આવું વિરૂદ્ધ કથન સાંભળી વિશ્વામિત્ર કોપિત થયા અને હાથમાં જળ લઈ તેમણે વસિષ્ઠના સો પુત્રોને નીચે પ્રમાણે શાપ આપ્યો

सप्तजाति शतान्येव मृतपाः सम्भवन्तुतेश्वमांस नियताहारा मुष्टिकानाम निर्घृणाः विकृताश्च विरूपाश्च लोकाननुचरन्त्विमान् महोदयश्च दुर्बुद्धिर्मामदूष्यं ह्यदूषयद् दूषितः सर्व लोकेषु निषादत्वं गमिष्यति प्राणातिपातनिरतो निरनुक्रोशतांगतो दीर्घकालं मम क्रोधाद् दुर्गति वर्तयिष्यति एतावदुक्त्वावचनं विश्वामित्रो महातपा विरराम महातेजा ऋषिमध्ये महामुनिः

અર્થ:—હે વસિષ્ઠ પુત્રો ! તમે સાતસો જન્મ પર્યન્ત મૃતપ થશો કુતરાંનું માંસ ખાનારા ( શ્વપચ ) થશો. અને નિર્ઘૃણ "મુષ્ટિક" કહેવાશો. વિકૃત અને વિરૂપ થઇ આ લોકમાં વિચર્યો કરશો. દુર્બુદ્ધિ મહોદય કે જેણે મને–નિર્દોષને આવું દૂષણ લગાડ્યું છે તે સ્વયમ્ સર્વ લોકમાં દૂષિત થઇ "નિષાદ" થઇ જશે અને તે પ્રાણીઓના વધમાં મશગૂલ થઇ ક્રૂર અને નિર્દય થઇ, મારા કોપને લીધે, ચિરકાળ સુધી દુર્ગતિમાં રહેશે. ઋષિઓની સમક્ષ આટલું કહી, મહાતપસ્વી વિશ્વામિત્ર ઋષિ ચુપ રહ્યા.

જ. કેમ ભાઈ હવે તમને પ્રમાણ મળ્યું ? શાપમાં આપેલા શબ્દોપર ધ્યાન આપો, જુઓ શ્વપચ અને નિષાદ એ બે શબ્દો આગળ જણાવેલા દસ, ચંડાળાદિ શબ્દોના જ પર્યાયો છે મુષ્ટિક શબ્દનો અર્થ વાલ્મીકીય રામાયણ પરની કવિ રામકૃત "તિલક" ટીકામાં આમ આપ્યો છે. इदानीम् "डोंबा" इति प्रसिद्धाः

અર્થ:—હાલ જેને ડોમ કહેવામાં આવે છે તે, ઉત્તરહિન્દના સંયુક્ત પ્રાન્તમાં આ ડોમ લોકો મરેલાં ઢોરને ઘસડી લઇ જવાનું કામ કરે છે. ચમારને મળતા કહી શકાય. નિષાદ જાતિ "નિખાદ" નામથી કાનપુર જીલ્લામાં જાણીતી છે. ત્યારે સ્પષ્ટ જ છે કે શ્વપચ નિષાદ આદિ મૂળ બ્રાહ્મણોના વંશજો છે. "વાસિષ્ઠ મેઘ" જુના કાળમાં મગ "વાસિષ્ઠ મગ" નાં નામથી જાણીતા હતા. "મગ"નું જ "મેઘ" થઈ ગયું છે. "મગ" નામના બ્રાહ્મણોનું વર્ણન વિષ્ણુપુરાણમાં આવે છે. બિહાર તરફ "શાકદ્વિપી" અર્થાત્ શક નામથી ઓળખાતા દ્વિપના રહેવાસી બ્રાહ્મણો આ પૈકીના છે. ઇરાન અને તાર્તરી તરફથી તેઓ આવ્યા છે. એ લોકો ધર્મગુરૂઓ હતા.

શ. હવે હું ખાતરીથી માનું છું કે વાસિષ્ઠમેઘ નામથી જાણીતા થયેલા અન્ત્યજો મૂળ વસિષ્ઠના મહોદય આદિ સો પુત્રોના વંશથી ઉતરી આવ્યા છે.

આસ્તની વસતિ ગણતા તે આધારે કોળી કાછીઆ વિગેરે પછાત વર્ગો અને આવા અન્ત્યજો એ બન્ને મળી કુલ સંખ્યા આશરે કરોડની થવા જાય છે. તેમાં અન્ત્યજો-મૂળ વિશ્વામિત્ર અને વસિષ્ઠાદિ બ્રાહ્મણ વંશમાંથી ઉતરી આવેલા આપણા હિન્દુ બન્ધુઓ પ્રતિ મેં અને મારા વૈષ્ણવ આદિ બન્ધુઓએ ઘણું જ નીચ વર્તન દાખવ્યું છે એમાં શક નથી. સેંકડો વર્ષોથી એ બાપડાઓને જીવતાં નરક જેવી સ્થિતિમાં રાખ્યા છે. હાડમાંસ ખાનારૂં કુતરૂં અમને ચાટી અમારાં ઘરમાં પેસે પણ સર્વ પ્રાણી ઓમાં શ્રેષ્ટ એવી માણસ જાત, વેદમાં જણાવેલા આપણા "અમૃતપુત્રો"ની એટલી બધી સુગ કે તેઓ સેંકડો પગલાં દૂર રહે. ઘરોમાં તો ન આવી શકે એટલું જ નહિ, પણ આપણા નગરમાં કે ગામડાંમાં ન વસી શકે. અમારી જોડે વાતચીત પણ સીધી રીતે ન કરી શકે, અમારે કૂવે એમનું પાણીએ બન્ધ ! ભલે ગૌમાંસ ભક્ષક લઠ્ઠધારી, દંડામાર ગોમાંસભક્ષક મુસલમાન આદિ પાણી ભરી શકે ! શહેરના નળો અને રેલ્વે સ્ટેશનના પણ નળો તેમને માટે નિષિદ્ધ ! રેલગાડીએ એમને માટે બન્ધ. અરે, રસ્તાની સડક એ બન્ધ ! અરે જુલમની કંઇ હદ છે, એ બ્રાહ્મણ પુત્રોને ગન્દા આહારો ખાવા આપ્યા, ગામ બહાર કાઢી મૂક્યા. ગન્દાં સડેલાં ઝુંપડાંઓમાં રહેવા દીધાં ! દિવસે જો જરૂરી કામ પ્રસંગે શહેરમાં આવે તો તેમને થુંકવા માટે ગળામા નારીએળની કાચલી રાજસત્તાના અને ધર્મનાં બહાનાં હેઠળ બંધાવી ! પૂંછડે મ્હોટું ઝાડું બંધાવ્યું ! દૂર ચાલતાં એમની છાયાથી પણ આપણે પાપ માન્યું ! સચૈલ સ્નાન કરી પ્રાયશ્ચિત કર્યું ! વાત વાતમાં તેમને ખાસડાંઓનો માર મરાવ્યો ! હાય ! સદિયોથી એ બાપડાઓ ઉપર ત્રાસ, અનાચાર, જુલમ અને અનર્થો કર્યા ! આપણને આવાં ઘોર પાપોનું કેવુંક ફળ મળશે ?

જ. ભાઇ, ગુજરાત અને કાઠિયાવાડમાં જ્યારે કોઇ ઉંચી જાતનાં માણસની દુકાને અન્ત્યજ જાતિનો કોઇ માણસ સોદો ખરીદવા આવે છે ત્યારે તેને દૂરથી જ માલ આપવામાં આવે છે. બદલામાં જે નાણું લેવાનું હોય તે; તે અક્કલનો બારદાન, દુકાનદાર, ક્યાંક દૂર તેની પાસે મૂકાવી દે છે. અને કોઇ મુસલમાનની વાટ જોતો બેસે છે. કોઇક મુસલમાન આવી ચઢે છે ત્યારે તેને કહે છે " ભાઇ જરા આ નાણું મારા હાથમાં મૂકો " ત્યારે તે મુસલમાન જ્યારે નાણાંને અડકે છે ત્યારે પાક થયેલું સમજાય છે અને તેના હાથથી પછી તે દુકાનદાર

ગ્રહણ કરે છે. કેવી મુર્ખાઇ! ઢેઢ વિગેરેને અડકતાં ઉચો હિન્દુ અભડાય છે અને તેણે ન્હાવું જોઇએ પણ જો મુસલમાનને અડકે એટલે પાક! આડકતરી રીતે આપણે તે અન્ત્યજને એમ સૂચવીએ છિયે કે "ભાઈ તું રામકૃષ્ણ આદિનો ભક્ત મટી અમારો દુશ્મન ગોમાંસ ભક્ષક, રામકૃષ્ણાદિનો નિન્દક, ધર્મદ્વેષી, અને અમારી જાતિપર આક્રમણ કરનાર મુસલમાન થા! કેવો આપણી જાતિનો નાશનો સહેલો ઉપાય આપણે હાથે જ આપણે શોધી કાઢયો!

કુદરત જરૂર પાપોનું ફળ આપે છે. "કર તેવું જો" જેટલું નીચ વર્તન આપણે એ લોકો જોડે કર્યું તેનો બદલો આપણને વ્યાજ સાથે મળ્યો છે. હિન્દમાં તો આપણે પાદાક્રાન્ત છિયે જ.

આફ્રિકા આદિ દેશમાં આપણા હિન્દીઓની તો સ્થિતિ જુઓ. દક્ષિણ આફ્રિકામાં તમારા શા હાલ છે! તમારેથી રેલગાડીમાં સેકન્ડ ક્લાસમાં બેસાય નહિ. ટ્રામમાં બેસાય નહિ. તેઓના મહોલ્લાઓમાં વસાય નહિ! તેઓની સડકપર ચલાય નહિ, શહેરમાં વસવા તમને જગ્યા ન મળે. હલકી જ નોકરીઓ તમને મળી શકે, જમીન ખરીદી શકાય નહિ આપણું નામ ત્યાં "કુલી" એટલે મજુર રાખવામાં આવ્યું છે. અરે, ભંગીઓ કરતાં પણ તેમને તમારી વધારે સૂગ! વધારે તો શું પણ તમારામાંથી સેંકડો, હજારોને ત્યાંના રાજશાસનના દોરને લીધે, જેને તમે બહુ મલીન સમજો છો તે, નરક સાફ કરવાનું પણ કામ કરવાની ફરજ પડી છે! મ. મોહનદાસ કરમચંદ ગાંધી પણ તે કામ કરતા! જુઓ તેમનો "મારો જેલનો અનુભવ" નામે પુસ્તક.

ત્યાંના આવા જુલમો સામે દાદ ચહાવા મ૦ ગાંધીએ જ્યારે ત્યાંના સર્વોપરિ અમલદાર જેનરલ સ્મટને કહ્યું ત્યારે તેણે જવાબમાં કહ્યું કે, "ભાઈ, તમારા પોતાના હિન્દુસ્તાનમાં અન્ત્યજો તરફ તમારૂં કેવું વર્તન છે તે સુધારી પછી અમને ફરીઆદ કરવા આવશો!" આ સાંભળી ન્યાયશીલ ગાંધીજી બીજું શું કહી શકે તેવા હતા?

પ્ર. તમે આ પહેલાં જે ગળામાં કાચલી બાંધવી, પુઠે ઝાડું બાંધવું વિગેરે જણાવ્યું તે આપણા ગુજરાત કાઠિયાવાડમાં કયાં થાય છે?

જ. સિદ્ધરાજ જયસિંહના રાજ્ય અમલમાં ઉપરના સર્વ જુલ્મો થતા. જે વખત જવે હવે કંઇક નબળા પડયા. છતાં મદ્રાસ આદિ દક્ષિણ ભારતમાં હજી એવાને એવા જ છે.

સ. વિદ્દ્વર્ય ! હજી મારે કંઇ પૂછવું છે. જુઓ સાહેબ, આપે પૂર્વે કહેલી ઐતરેય બ્રાહ્મણની કથા તેમ જ વાલ્મીકીય રામાયણની આખ્યાયિકામાં આપેલા શાપો પરથી છેવટથી એમતો સાબિત થાય છે કે એ શાપ આપ્યા પહેલાં કોઇ તેવી જાતિ પૂર્વથી વિદ્યમાન હતી. જેમકે, " તું હજામ થા " એમ કોઇને કહેતાં જેને થવા કહેવું હોય તે અને જે થવાનું હોય તે બન્નેમાં પ્રથમ, હજામની હેયાતી હોય તોજ તે કહેવું સાર્થક થઇ શકે છે.

ખપુષ્પ ( આકાશનું ફૂલ ) અથવા શશશ્રૃંગ ( સસલાનું સીંગડું ) એ બન્ને વસ્તુનો અસંભવ છે. તેથી કોઇને કહીએ કે " તું ખપુષ્પ કે શશશ્રૃંગ થઇ જા " એ બની શકે નહિ કેમકે " તું " શબ્દથી વાચ્ય જે પુરૂષને વિદ્યમાન છે પણ વિધેય ખપુષ્પ કે શશશ્રૃંગ વિદ્યમાન નથી. એટલે તેવો શાપ આપવો મિથ્યાપ્રલાપ માત્ર છે. સોનાનાં કડલાં પહેલાં સોનું હોવું જરૂરનું છે એથી એમ સાબિત થાય છે કે ત્રિશંકુને અને વસિષ્ઠના સો પુત્રોની પહેલા ચંડાળ જેવી કોઇ જાત જરૂર હોવી જોઇએ, માટે ચંડાલ જાતિ એવાં હલકાં કાર્યોને માટે જ ઇશ્વરે તેને દુનિયાની શરૂઆતથી બનાવી છે.

જ. શાપ આપ્યો તેની પૂર્વે કોઇ તેવી જાતિ તેવા પ્રકારની હોવી જ જોઇએ એવો કોઇ નિયમ નથી, ધારો કે હમણાં હું કોઇને કહું કે " તું એકાવન હાથવાળો, સાડાત્રણ માથાંવાળો, પોણીસત્તાવીશ પગવાળો અને સવાચાર આંખવાળો થઇ જા " એટલે શું એમ માની લેવું કે એકાવન હાથ વાળો અને સાડત્રણ માથાં વિગેરે વાળો માણસ કે તેવી જાત પહેલેથી વિદ્યમાન હોવાં જોઇએ ? શું એવાં માણસો તમે કોઈવાર જોયાં છે ? માટે એ દલીલ દમ વગરની છે. **"તુષ્યતુ દુર્જનઃ"** એ ન્યાયથી દલીલને ખાતર તમારી એ વાત માની પણ લઇએ તો તેવી કોઈ જાતિ પહેલેથી હતી એમ કદિ જ સિદ્ધ નહિ થાય. એથી એટલું નિકળે છે કે ચાંડાલ આદિ શબ્દોનો પ્રયોગ કોઈ વ્યક્તિયોને માટે થતો કે જે તામસપણું—તેમજ ક્રૂરતા વિગેરે ગુણકર્મોથી યુક્ત હોય તેવા શબ્દોના પ્રયોગો હરેક કાળમાં થઇ શકે છે. આપણે ત્યાં પણ કેટલીક સ્ત્રી પોતાના છોકરા સુદ્ધાંને ગુસ્સામાં " મુઆ ચંડાળ " કહી તેના પર ખીજવાય છે. ચાંડાળ શબ્દનો અર્થ " નરક વહન કરનાર જ " અતિ જુના વિશ્વામિત્રના કે રામ-

ચંદ્રના કાળમાં થતો હતો એ કેમ કહી શકાય ? શબ્દના અર્થો તો સમય સમયને લઇને બદલાયા રહે છે. દાખલા તરીકે–"શૌચ" શબ્દનો અર્થ "પવિત્રતા" થાય છે. "મારે શૌચ કરવા જવું છે" એ પ્રયોગમાં દીર્ઘશંકાની ઇચ્છા થતાં તેમાથી નિવૃત્ત થવા માટે શૌચે જવું છે એવો અર્થ કંઇપણ અડચણ વગર સમજદાર માણસ સમજી શકે છે; હવે તેના એવા પણ પ્રયોગ થવા માંડયા છે કે, "મને આજ ચાર શૌચ થયા. અર્થાત્ ઝાડા થયા. વૈદ્યે એવી દવા આપી હતી કે આ છોકરાને બે શૌચ તો લૅંગામાં થઇ ગયા છે. અહીં જુઓ શૌચનો અર્થ "મળ" થયો. કેવો વિપરીત અર્થ થયો છે ? શું હાલની ગુજરાતી ભાષામાં શું "ભોળા"નો અર્થ બેવકુફ થયો નથી ? "ચંડાળ" એમ સાંભળતાની સાથે જ હાલનો "ભંગી" મનમા કલ્પી લેવો કેટલી મ્હોટી ભૂલ છે ?

ત્રિશંકુને શાપ આપતાં "તે નીલવસ્ત્રધારી, લોઢાનાં ઘરેણાંવાળો, સ્મશાનનાં ફૂલનો જેને અંગરાગ છે તેવો, માથે બોડકો એવું તેનું વર્ણન રામાયણમાં આપ્યું છે એ તો ખરૂં પણ તેથી તેવી કોઇ જાત આ સૃષ્ટિના આરંભથી જ આપણું નરક ઉપાડવાને પરમેશ્વરે ઉત્પન્ન કરી છે એ માનવું એ મૂર્ખાઇ શિવાય બીજુ શું ? "શૉફર" (મોટર હાંકનાર) એમ સાંભળતાં દુનીયાની પેદાશ વખતે પરમેશ્વરે તેને મોટર હાંકવાને બનાવ્યો હતો એમ તમે માનવા તૈયાર થશો ! એ તો જેમ જેમ મનુષ્ય સમાજમાં જરૂર જણાય તેવાં તેવાં કાર્યો માટે માણસો તૈયાર થાય અને કાલાન્તરે તેવા વર્ગો બંધાય.

તામસ અને ક્રૂર પ્રકૃતિવાળા માણસો જેમ અત્યારે છે તેમ તે વખતમાંએ હશે અને તે ચંડાલ વિગેરે શબ્દોથી સંબોધાયા હશે. એવા અનેક થઇ એવો એક વર્ગ ઉભો થાય, એ સંભવ છે અને જેમ જેમ તેઓનાં કર્મો અને સ્વભાવમાં ફરક પડતો ગયો તેમ તેમનાં તેવાં નામો પણ પડતાં ગયાં. અહીં પણ એમજ થયું છે. જુઓ.

પહેલાં જે ચાંડાલ આદિ શબ્દો બતાવ્યા, તેમાં કેટલાક શબ્દો કર્મવાચક છે, કેટલાક ગુણવાચક છે, અને કેટલાક જાતિવાચક છે. તે આપણે તપાસીએ, ચાંડાલ એટલે તામસી. એ તામસ ગુણવાચક છે. "પ્લવ"=કૂદી કુદીને ચાલનાર, કર્મવાચક છે. શ્વપચ=કુતરૂં ખાનાર,=કર્મવાચક છે. નિષાદ=પાપી ગુણવાચી છે. એવી રીતે એ સર્વે શબ્દોની વ્યવસ્થા સમજી લેવી. પણ એ

સર્વ શબ્દોમાં એક જ શબ્દ કેવળ " માતંગ છે કે જે " જાતિ વાચક છે. જેનો અર્થ અમરકોષની વ્યાખ્યા સુધા ટીકામાં આપ્યો છે કે " મતંગસ્યાપત્યમ્ " એટલે કે " મતંગનો વંશજ. " આ પરથી સિદ્ધ થાય કે મતંગ ઋષિના સંતાનો કાલાન્તરે તામસ થયા પશુઓના શિકારમાં મશગુલ થયા અને પછી ધીરે ધીરે પતિત થયા.

પ્ર. મતંગ ઋષિ હતા તેમાં શું પ્રમાણ?

ઉ. સાંભળો.

વાલ્મીકીય રામાયણ, અરણ્યકાંડ અને તેરમા સર્ગમાં તેમ જ આગળ જુઓ. કબન્ધ નામક વ્યક્તિ શ્રી રામચંદ્રજીની પાસે મતંગ ઋષિનાં આશ્રમનું વર્ણન આમ કરે છે.

न च वै म्लानतां यान्ति, न च शीर्यन्ति राघव

मतङ्गशिष्यास्तत्रासनृषयः सुसमाहिताः

तेषां माराभि तप्तानां वन्यमाहरतांगुरोः

ये प्रपेतुर्महीं तूर्णं शरीरात्स्वेदविन्दवः

तानि माल्यानि जातानि मुनीनां तपसा सदा

स्वेद विन्दु समुत्थानि न विनश्यन्ति राघव

( પંપા સરોવરની દક્ષિણમાં જે મતંગ વન છે ત્યાં )–" સમાધિમાં રહેતા મતંગના શિષ્યો ત્યાં રહેતા હતા, તે જ્યારે પોતાના ગુરૂ ઋષિ મતંગને સારૂં ફળ કાષ્ટ આદિ લેવા સારૂ વનોમાં જતા હતા ત્યારે તે ફળ કાષ્ટ આદિના ભારથી તેમના શરીરમાંથી જે પરસેવાનાં બિન્દુઓ ટપકતાં હતાં, તે ફૂલ રૂપે ઉગી નિકળ્યાં છે અને કેમકે તે પરિશ્રમના સ્વેદ બિન્દુથી ઉપજ્યાં છે માટે કદિયે કરમાતાં નથી." આ પછી શ્રી રામચંદ્રજી તે પવિત્ર આશ્રમનાં દર્શન કરવા ગયા. જે કાળે તે મતંગ ઋષિનો દેહપાત થઇ ગયો હતો. ત્યાં તેમની શિષ્યા તાપસી બ્રહ્મચારિણી શબરી ( ભિલ્લડી ) મળી જેની જોડે શ્રી રામચંદ્રજી નીચે પ્રમાણે વાતચીત કરી સંબોધે છે.

" **राघवः प्राह विज्ञाने तां नित्यमबहिष्कृताम्** " જેમાં તે રામાયણની તિલક ટીકામાં એવો અર્થ આપ્યો છે કે–" ભૂત અને ભવિષ્ય જાણનાર મૈત્રી આદિની પઠેમ બ્રહ્મવિદ્યાની અધિકારિણી–જેનું ભોજન કરવા યોગ્ય." આ તેજ શબરી છે કે જેને માટે કહેવાય છે કે શ્રી

રામચંદ્રજીએ તેણીનાં એઠાં બોર ખાધાં હતાં. વળી તે તાપસી શબરી જવાબમાં જણાવે છે કે

मतङ्गवनमित्येव विश्रुतं रघुनन्दन, इहते भावितात्मानो गुरवोमे महद्द्युतेः जुहवां चाक्रिरेनीडे मंत्रवन् मन्त्रपूजितम् २१-२२

અર્થ—" હે રઘુનન્દન આપે જે " મતંગવન " સાંભળ્યું હતું તે આ જ છે. અહીં જ મારા ભાવિતાત્મા=આત્મજ્ઞાની ગુરૂ રહેતા હતા અને આ ( પાસેની ) ગુફામાં વેદમંત્રોદ્વારા હોમ આદિ કર્મ કરી સમાધિ લેતા હતા. " આ પરથી આ જ મતંગ ઋષિના વંશજો " માતંગ " થયા અને તેનો અપભ્રંશ થઇ હાલ " **માંગ** " **થઇ ગયો છે.** આ " માંગ " લોકો **દક્ષિણ ભારતમાં છે. પણ " અંત્યજ ".**

**પ્ર.** આહા શું કાળની ગતિ ! ઋષિના પુત્રો જ **અંત્યજ** ! **થયા ?** બહુ

આભાર માનું છું પણ, પડિનવર્ષ્ય, આ બ્રાહ્મણપુત્રો આટલા બધા નીચી દશામાં કેમ આવી પડયા હશે ?

ગુણ કર્મો ત્યજી દેવાથી અને કંઇક સમાજના જુલ્મોથી ! જુઓ તેમનાં એક પછી એક પડેલાં જાતિનામો પણ તે જ સૂચવે છે. આગળ જે શાપ જણાવ્યા છે તે એમ બતાવે છે કંઇક અપરાધને લીધે તેમનો બહિષ્કાર કર્યો જેને આપણે હાલની ભાષામાં જાત બહાર કે ન્યાત બહાર કહી શકીએ. જેનું વધારે જોર તે બીજાને દબાવી દેય. અને તે દબાયલો વર્ગ ધીમે ધીમે પતિત થતો આવે. અને પરિણામે તેવા કર્મો અખત્યાર કરે અને પછી ગુણ સ્વભાવમાં ફેર પડે. જાનવરમાં જુઓને એક માબાપના બંને પુત્રો, જંગલનો વરાહ-સુવર અને બીજો આપણા ગામનો કુક્કર, કુતરો અને વરૂ. સુવર અને વરૂ જંગલમાં રહ્યાં. પ્રબળ રહ્યાં જ્યારે કુક્કરની દાતરડી એ ઘસાઇ ગઇ અને કુતરૂં નમાલું નિકળ્યું. જંગલની ભેંસ વાઘને પણ મારવા સામી થાય છે જ્યારે શહેરની કંગાળ અને ગુલામ છે. કોઇ અપરાધને લીધે એ બ્રાહ્મણોનો સામાજીક બહિષ્કાર થયો હોય. પછી તેમા અતિ ક્રોધ અને તામસપણું આવ્યું એટલે ચંડાળ કહેવાયા. પાપીઓના સંગમાં પડી પાપ કરવા માંડયા એટલે " જનંગમ " કહેવાયા બહુ પાપ કર્યાથી " નિષાદ " કહેવાયા. પ્રાણીઓની હિંસામાં હમેશ રત થઇ તે પર જીવન ચલાવવા લાગ્યા એટલે " પ્લવ " પ્રાણીને પકડતી

વખતની ક્રિયાથી તેમ કહેવાયા. સમાજનો જુલમ આડકતરી રીતે કારણ-ભૂત તો સમજી જ રાખવો જોઇએ. હવે ચંડાળોનો પૂર્ણ બહિષ્કાર થયો, અને એમને ગ્રામ બહાર કાઢી મૂકયા. એટલે "અંતેવાસી" ગામ બહાર રહેનારા કહેવાયા. હવે સંસ્કૃતિથી તેઓ બિલકુલ વંચિત થઇ ગયા. યોગ્ય શિક્ષણનો સમ્બન્ધ સર્વથા તુટી ગયો. હવે તે માટે પોતાનો ખોરાક વનમાંથી મેળવવા માંડયા. પોતાના પંજા અને ભુજબળે શિકાર કરી જીવતાં પશુઓનું માંસ ખાનાર સિંહ કે વાઘ પાંજરાંમાં પૂરાઈ ન છૂટકે મારેલાં કે મરેલાં પશુઓનું માંસ પણ ખાવા માંડયા તેમ એમના એ હાલ થયા એટલે 'શ્વપચ" કહેવાયા. રાજ્યશાસનના દોરથી ગામ કે શહેરનાં મરેલાં ઢોર ધસડી લઇ જવા માટે તેમનાં પર કાયદાની રૂએ જુલમ થયો. તેમને મારી મારી આવાં કામે લગાડયા. એટલે "શબર" મુડદાં લઇ જનાર અને "પુક્કસ" એવું પડયું. અને પછી એવાઓનું નામ કોણ લે, એવા આશયથી "દિવાકીર્તિ" દિવસે જ જેનું નામ લેવાય પણ રાતે લેવાય નહિ એમ થયું. લાંબો કાળ આમ કરતાં કરતાં તેમનાં ગુણકર્મો અને સ્વભાવ બદલાયાં, અને એવાં ઘૃણિત અને નીચ કાર્યો તરફ એમને તિરસ્કાર મટી ગયો અને હવે તેમનો રોજનો ધંધો થઈ પડયો અને છેવટના મુસલમાન રાજ્ય અમલના આરંભ પછી અને જેમ જેમ શહેરોમાં વસતિનો મ્હોટો ઉભરો થવા માંડયો એટલે એ જ બાપડા મૂળ વસિષ્ટ, વિશ્વામિત્ર અને મતંગ કુલોત્પન્ન બ્રાહ્મણોને માથે નરક ઉપાડવાનું મૂકયું. ઉપર મેં જે ક્રમ બતાવ્યો તેમાં સ્વકર્મથી તેઓ પતિત થયા કે સમાજના જુલમોને અંગે તે બાપડાઓને તેમ કરવું પડયું એમાં કયું વધારે ખરૂં છે તે હવે વિચાર કરવાનું રહ્યું. પણ જ્યાં સુધી હું માનું છું ત્યાં સુધી તેમની આ પતિતાવસ્થા લાવવામાં આપણો સામાજીક જુલમ પણ કારણ છે. આપણા દેવતાઓ "પતિતપાવન સીતારામ" કહેવાતા તેને બદલે ઉંધો જાપ આપણા અમલમાં આપણે "પવિત્રપાતક સીતારામ" કરવા લાગ્યા અને માત્ર મ્હોંએ પતિતપાવન સીતારામ" કહેવા લાગ્યા. એમના સુધારા તરફ કે એમના તરફ દયાભાવ રાખી એમને બન્ધુવત્ચાહી સહાનુભૂતિ રાખવાનું આપણે ભૂલી ગયા અને ન છાજતાં જુલમ અને તે પણ રાજ્યનાં બળે કરવા માંડયા. ખરેખર તો આપણે જ પાપી છિએ. હજીએ એમના પરના જુલ્મો જે ધર્મશાસ્ત્રોનાં નામે કરવામાં આવે છે, તે લગભગ સર્વ મદ્રાસ આદિમાં ચાલુ છે. ત્યાં તો કોઈ પણ "પારીઆ",-મૂળ વિશ્વામિત્રના પચાસ છોકરામાંનો આન્ધ્ર બ્રાહ્મણ,-રાતના ગામ કે શહેરમાં

આવી શકે કે સડક પર ચાલી શકે જ નહિ. એટલે તે "દિવાકીર્તિ" છે જો કોઇ કાર્યસર શહેરમાં આવવાનું હોય તો આગળ જણાવ્યું છે તેમ એક મ્હોટું ઝાડું પાછળ બાંધી ચાલવું કે જેથી તેનાં પોતાનાં પગલાં ભૂંસાઇ જાય. જોરથી બુમ મારતા મારતા આવવું જોઇએ. કયાંય પણ થૂંક ન પડે માટે તેણે નારીએળનું એક કાચલું ગળામાં લટકાવી રાખવું, અને થૂંકવું હોય તો તેમાં જ થૂંકાય. તેની છાયાનો પણ સ્પર્શ કર્યાથી સ્નાન પ્રાયશ્ચિત આદિ કરવું જોઇએ. એટલે સાંજના ચારેક વાગ્યે કે જ્યારે છાયા લાંબી પડે ત્યારે તો તેને શહેરમાં આવવું અસંભવ જ છે. બપોરના પણ કોઈ બ્રાહ્મણ સામો મળે અને તેની છાયામાં આવશે એમ તેને લાગે તો તે બ્રાહ્મણ ધિક્કારયુક્ત વાણીથી બુમ મારે એટલે તે બાપડો પાછલે પગે સંભાળીને ચાલે તે ત્યાં સુધી કે જ્યાં સુધી કોઇ ખાડો કે એવી કોઇ જગ્યા ન મળે. ખાડામાં તે સંકોચીને બેસી જાય, અને તેની છાયા ન પડે એટલે પેલો આસમાનથી ઉતરી આવેલો નાદીરશાહ રસ્તે પડે ! શો જુલમ! તે પારીઆને કોઇ કંઇ વસ્તુ લેવી કરવી હોય તો તે દુકાનદારની સાથે કે કોઇ સાથે સાક્ષાત્ વાત ન કરી શકે. વચ્ચે એક પત્થરો મૂકે. તેને જ કહેવાનું હોય તે પેલા પત્થરને કહે અને દૂકાનદાર સાંભળે. તેમ દૂકાનદાર પણ પત્થરને કહે ત્યારે પેલો સાંભળે એવા એવા ઘણાએ જુલમો છે, ક્યાં સુધી ગણાવિયે ? કેવો જુલમ ! જો કોઇ ત્યાંનો અસ્પૃશ્ય પોતાની સાથે થતાં આવાં વર્તનની ફરીયાદ કરે અને તેના પર કોઇ ઉચ્ચ જાતિના હિન્દુનું હૃદય પીગળે તો તેને તે એ જ સારી સલાહ આપી શકે છે કે "જો તું મુસલમાન કે ખ્રીસ્તી થઇ જાય તો પછી અમે તને અડકીશું." હિન્દુ ન્યાતોનાં-મહાજનોનાં બન્ધનો અને રિવાજો કેવા વિચિત્ર, સ્વજાતિનાશક છે તેનો સહેજ ખ્યાલ આવી શકે છે. તે બાપડો રામ અને કૃષ્ણનો ભક્ત થઇ અને હિન્દુ સમાજના એક મદદગાર અંગ-હિન્દુ તરીકે રહી, ઓછામાં ઓછા માણસાઇ તરીકેના હક્કો પણ ભોગવી શકતો નથી પણ જ્યારે તે ગોભક્ષક થઈ રામ અને કૃષ્ણનો ભક્ત મટી અલ્લાહ કે ક્રાઇસ્ટનો વિશ્વાસી થઇ મંદિરોને તોડનાર તરીકે અને હમેશનો દુશ્મન થઈ ઉભો રહે તો પછી આપણા ભોળા અને ટુંકી નજરના હિન્દુઓ તેમને બારે દરવાજા ખોલી આપે છે. મુસલમાન બની, ઘરમા સુદ્ધાં એ પ્રવેશી શકે છે! વાહરે હિન્દુઓની ઘેલછા ?

પ્ર. શ્રી પંડિતવર્ય-આપે કહ્યું તે ખરૂં છે એ બાપડા અસ્પૃશ્ય લોકોને જુલમથી કચડી આવી સ્થિતિમાં આપણે લાવ્યાં છિયે.

અન્ત્યજો પૂર્વે બ્રાહ્મણ હતા એનો જીવતો અને જાગતો પૂરાવો લો. ગુજરાત અને ખાસ કરીને કાઠિયાવાડમાં ઢેડભગી વિગેરેને "ઋખીશ્વર" નામથી એ ઓળખે છે. ઋષિ+ઇશ્વર=ઋષીશ્વર પરથી ઋખીશ્વર થઇ ગયું છે. વિશ્વામિત્ર વસિષ્ઠ અને મતંગ આદિ શ્રેષ્ઠ ઋષિઓના વંશજો કચ્છમાં "ઋખીશ્વર" અને સંયુક્ત પ્રાન્તોમાં ઋખીસર કહેવાય છે. અન્ત્યજોના પુરોહિત પણ હોય છે, જનોઇ ત્રિપુંડ વિગેરે તેઓ ધારણ કરે છે. બગલમાં પોથીપત્રા અને પંચાગ રાખે છે. જ્યોતિષમાં તેઓ નિપુણ ગણાય છે. લગ્ન આદિ સંસ્કારો એ જ કરાવે છે. ઢેડોના ગુરૂ પરથી "ઢેડ ગરોડા" એવું એમનું નામ પડયું છે. પણ બાપડા કમનસીબ ! તેમને આપણે અડકતા નથી ?

પાણિતર્ચ્ય, વળી મારે એક પ્રશ્ન બીજો પૂછવો છે કે કેટલીકએક સ્મૃતિયોમાં એમ કહ્યું કે, **शूद्रादायोगवः क्षत्ताचाण्डलश्चधमो नृणाम्** એટલે વૈશ્ય ક્ષત્રિય અને બ્રાહ્મણ સ્ત્રીમાં શુદ્રથી ઉત્પન્ન થયેલા, અનુક્રમે, આયોગવ ક્ષત્તા, અને નરાધમ ચાંડાલ કહેવાય છે. ત્યારે બ્રાહ્મણી સ્ત્રીમાં શુદ્રથી જન્મેલો ચાંડાલ થયો. માટે જ અમરકોષમાં જણાવ્યું છે કે **स्याच्चाण्डालस्तु ब्राह्मण्यां शूद्रेण जनितोयः** અર્થઃ= બ્રાહ્મણીમાં શુદ્રથી ઉત્પન્ન થયેલો ચાંડાલ થાય. તેનો આપ શો ખુલાસો કરો છો. ?

જ. આવી રીતે બ્રાહ્મણીમાં અને શુદ્ર પિતાથી ઉત્પન્ન થયેલા કૃત્રિમ ચાંડાલોને બ્રાહ્મણવંશીય અસલી ચાંડાલ જાતિ જોડે કશોય સમ્બન્ધ નથી. કૃત્રિમ ચાંડાલ બનાવવાનો વિચાર પ્રાચીન નથી પણ પાછળથી હિન્દુઓમાં દાખલ થયો છે. જુના કાળમાં વર્ણ, બધાય, ગુણકર્માનુસાર મનાતા. શું તમે એમ માની શકશો કે એક બ્રાહ્મણ સ્ત્રી અને શુદ્ર બાપની ઓલાદ જન્મતાં જ અથવા એક જ જન્મમાં કુતરાંનું માંસ ખાવા માંડે, મુડદાં ધસડે, તેમ જ ગામ બ્હાર જઇ રહે એવો સંભવ છે ? આવું અતિઘણું પતિતપણું થતાં એક બે તો શું, કંઇ સૈંકડો વર્ષોની આવશ્યકતા છે. તમે સાંભળ્યું હશે કે થોડાં વર્ષ પહેલાં એક જાણીતા થિયોસોફીસ્ટ એરન્ડલ નામે અંગ્રેજ એક મદ્રાસી બ્રાહ્મણ કન્યાને પરણ્યા. તમારાં શાસ્ત્રઅનુસાર એરન્ડલ વૃષલ અર્થાત્ શુદ્ર ગણાય. તેની પત્ની બ્રામણી. એનાં જો સન્તાનો થાય તો શું તે ચંડાલ થઇ, શ્વમાંસ અને બીજાં મૃતપશુ માંસ ખાવા માંડશે, કે મુડદાં ધસડવા માંડશે ? કદિ જ નહિ.

મન્વાદિક સ્મૃતિયોમાં બે પ્રકારના વિવાહ, ધર્મ્ય અને કામ્યમાં, જે કામ્ય વિવાહ છે તેમાં બ્રાહ્મણ, ક્ષત્રિયથી માંડી શુદ્ર સુધીની, ક્ષત્રિય સ્વજાતિ અને

પોતાથી ઉતરતી બન્ને, વૈશ્ય અને શુદ્રની, તેમ જ વૈશ્ય સ્વજાતિ અને શુદ્રની કન્યા જોડે લગ્ન કરી શકે છે. આવાં લગ્નોને "અનુલોમ" લગ્નો કહ્યાં છે. અર્થાત્ ઉપરથી નીચે. નીચેથી ઉપર એટલે કે શુદ્ર વૈશ્ય અને ક્ષત્રિય એ ક્રમથી પોતાથી ઉંચી કોમની કન્યા લઈ શકે નહિ. ત્યારે મતલબ એ કે બ્રાહ્મણની કન્યા બ્રાહ્મણ સિવાય કોઇ લઇ શકે નહિ; એવું ઠર્યું. આ નવો કાયદો, કોઇ બ્રાહ્મણી શુદ્રની ઘેરે બેસી ન જાય તે સંભાળને સારૂ, એક ભયજનક વાક્ય છે. એ તો "જે કોઇ બ્રાહ્મણી શુદ્ર સાથે પરણશે તો તેનો છોકરો ચાંડાલ કહેવાશે" એમ એક સગનો ઢંઢેરો છે. આવાં માતાપિતાથી ઉત્પન્ન થયેલા ચાંડાળો નહિ જેવી સંખ્યામાં જ હોવા જોઇએ. "ચંડાળ કહેવાશે" એ જ બતાવી આપે છે કે પૂર્વથી પ્રસિદ્ધિને પામેલા વસિષ્ઠ વિશ્વામિત્ર મતંગ-વિગેરેના વંશજો જે બ્રાહ્મણ કુલોત્પન્ન થઇ ચંડાલપણાને પામ્યા છે તેમની સદશ આ બ્રાહ્મણી મા અને શુદ્ર પિતાના છોકરાઓ ગૌણ ચાંડાલો થશે. સારાંશ એ જ નિકળે છે કે આવા ચાંડાળો બહુ જુજ જ હશે. આ કૃત્રિમ ચાંડાલોને મા તરફથી તો બ્રાહ્મણત્વ છે જ. પણ આપણે જ્યારે પ્રાચીન સ્મૃતિયો જોઇએ છિયે તો તે પરથી પણ આવા અતિ અલ્પ સંખ્યાના કૃત્રિમ-બ્રાહ્મણી મા અને શુદ્ર બાપથી ઉપજેલા ચાંડાળો નહિ પણ શુદ્ધ બ્રાહ્મણો જ કહેવાતા-જુઓ મનુ પોતે જ શું કહે છે.

बीजमेके प्रशंसन्ति, क्षेत्रमन्ये मनीषिण:
बीजक्षेत्रे तथैवान्ये तत्रेयंतु व्यवस्थिति: मनु-१०-७०

**અર્થ:**—કેટલાએક સ્મૃતિકાર બીજને પ્રધાન (જાતિપ્રદાયક) માને છે. અને બીજા કેટલાએક ક્ષેત્રને પ્રધાન ગણે છે. મારી (મનુની) વ્યવસ્થા બન્નેને પ્રધાનપણું આપવાની છે.

તાત્પર્ય એ કે-બીજ અર્થાત્ વીર્ય્ય સેચન કરનાર જે જાતિનો હોય અને મા ગમે તે જાતની હોય તો કશો વાંધો નહિ, બાપની જાત તે છોકરાની જાત જાણવી. જ્યારે બીજાઓ ક્ષેત્ર અર્થાત્ મા જે જાતની હોય તે જાતિનો પુત્ર જાણવો. ભલે બાપ ગમે તે જાતનો હોય. મનુસ્મૃતિના સમયમાં અને તે પહેલાં આવા બન્ને પક્ષો હતા એ સાબિત થાય છે. વળી તે આગળ કહે છે કે,

यस्माद् बीज प्रभावेण तिर्यग्जा ऋषयोऽभवन्
पूजिताश्च प्रशस्ताश्च तस्माद् बीजं प्रशस्यते मनु: १०-७२

[1]हरिणीगर्भ संभूत ऋष्य शृङ्गो महामुनिः—

**અર્થ**:—કારણ કે બીજને લઇને જ **तिर्यग्** જાતિ (પશુ) યોનિમાં ઉત્પન્ન થયેલા ઋષિયો થયા. પૂજ્ય અને પ્રશસ્ત ગણાયા માટે બીજ વખણાય છે. હરિણીના ગર્ભમાંથી ઋષિના વીર્યથી ઋષ્યશૃંગ મહામુનિ થયા.

હવે ક્ષેત્ર અર્થાત માતાથી જ જાત જાણવી એ માટે ઉદાહરણો ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદૂર છે. આગલા બન્નેની મા ક્ષત્રિયા, અને વિદૂરની શૂદ્રા હતી. અને ત્રણેનો બાપ વ્યાસ બ્રાહ્મણ હતો. એ તો જેવો સમય અને જેવી ફાવટ અને જેની સત્તા! જીસકી લાઠી ઉસકી ભેંસ?

જુઓ મલબારમાં હજીયે મા પરથી જ જાત ઓળખાય છે. ત્યાં નમ્બુદરી જાતના બ્રાહ્મણો, નાયરો કે જેને એ લોકો શૂદ્ર તરીકે ગણે છે તેની જોડે જોડાઈ જે સન્તાન ઉત્પન્ન થાય છે તે સર્વ "નાયર" જ કહેવાય છે. માટે જ મલબારમાં, પુત્ર, બાપની મિલકતનો વારસ ન થતાં, મા કે મામાનો વારસ થાય છે બાપને તો એ ઓળખતો જ નથી!

આ પરથી તમે જાણી શક્યા હશો કે આ બ્રાહ્મણી મા અને શૂદ્ર બાપથી જે ગણ્યા ગાંઠ્યા થોડાએક "ચંડાલો" ગણાયા હશે તે બહુ જ અલ્પ હોવા જોઇએ. અને આપણે આગળ જોયું તેમ અન્ય સ્મૃતિયોના આધારથી તે પણ બ્રાહ્મણો કહેવાય શકાય.

**પ્ર.** આ સર્વ ચાંડાલ આદિને "મ્લેચ્છ" શા માટે કહેતા હશે. કેમકે મારા ગામમાં તો અમો ઘણું કરી મુસલમાનોને મ્લેચ્છ કહીએ છિયે.

**ઉ.** જુદા જુદા સમયમાં શબ્દો જુદા જુદા અર્થના વાચક થાય છે. મ્લેચ્છ શબ્દમાં પણ તેમ જ થયું છે. સંસ્કૃત ભાષામાં "**म्लेच्छ अव्यक्ते शब्दे**" એટલે અશુદ્ધ વાણી બોલવી એવા અર્થમાં એ ધાતુ છે. તે પરથી પ્રારમ્ભિક અવસ્થામાં અશુદ્ધ ભાષા—ભાષીને માટે મ્લેચ્છ શબ્દ

---

૧ હરિણી એટલે પશુ હરિણી નહિ. પણ હરિણી જાતિથી ઓળખાતી માનવી સ્ત્રી. જુના કાળમાં જાતોનાં નામો જાનવરોમાં ઉભરી આવના ગુણોના સાદૃશ્યથી પડતાં હતાં. ઘણી જાતિયોનાં આવાં નામો પડતાં. અંગ્રેજીમાં "Totem" કહે છે. જેમકે ઋક્ષ = ઋચ્છ = રૂચ્છ કે રીંછ. એ રશિયનો છે. રૂછ પરથી રૂસ થઈ ગયું છે. હજીયે એમનાં રાજચિન્હ પતાકામાં રીંછનું ચિત્ર છે. આપણા બ્રીટીશ ને એમના ફ્રેન્ચ પડોશીઓ "જોહન બુલ" 'જોહન આખલો' કહે છે!

વપરાઓ હોવો જોઇએ. પતંજલિ મુનિ વ્યાકરણુ શા માટે શીખવું જોઇએ; તેનાં કારણોમાં એક એવું પણુ કારણ આપે છે કે

तेऽसुरा हे लयो हे लय इतिकुर्वन्तः परावभूवुः

म्लेच्छो हवायदेष अपशब्दः

म्लेच्छा मा भूम इत्यध्येयं व्याकरणम्

જુના વખતમાં કોઇ યાજ્ઞિક ઋષિઓ "હે અરયઃ હે અરયઃ" એમ બોલવાને બદલે "હેલયઃ હેલયઃ" એમ બોલ્યા માટે તેઓ અશુદ્ધ બોલવાથી મ્લેચ્છ રૂપે ગણાયા.

આ પરથી કાલાંતરે અશુદ્ધ ભાષીઓના વર્ગ બંધાયા. જુના કાળમાં ગ્રીક લોકો પણુ અશુદ્ધ ભાષાભાષીઓને "બારબેરિયન" કહેતા. અને અશુદ્ધ બોલવા માટે "બારબરાઇઝ" એ ક્રિયાપદ પણુ વાપરતા. આવા અશુદ્ધ ભાષા વાપરનારાઓ ( શુદ્ધ સંસ્કૃત શિવાયની ) અમુક કેન્દ્રોમાં રહેતા અને તે સર્વ મ્લેચ્છ તરીકે જાણીતા થયા. આવાં કેન્દ્ર સ્થાનોમાંનું એક બલોચીસ્તાન હતું. કેમકે તે શબ્દ જ મૂળ "મ્લેચ્છ સ્થાન" પરથી બગડી પાછળથી બ્લોચીસ્તાન થઇ ગયું છે. 'મ્લેચ્છ સ્થાન "નું બ્લેચસ્તાન અને પછી હાલનું રૂપ થયું છે. તેમાં આ મ્લેચ્છ જાતિઓ વ્યાકરણુથી સુબદ્ધ સંસ્કૃત નહિ પણુ અપભ્રંશ ભાષા બોલતા હતા. આર્ય લોકોથી નિન્દિત દુરાચારો તેમનામાં કાલાન્તરે આવ્યા જણાય છે. જેમકે મ્લેચ્છ શબ્દની વ્યાખ્યામાં અમર કોષની વ્યાખ્યા સુધા ટીકામાં જ નીચેના શ્લોક ટાંકવામાં આવ્યો છે.

गोमांस भक्षको यस्तु लोक वाह्यंच भाषते

सर्वाचार विहीनोऽसौ म्लेच्छ इत्यभि धीयते

ગોમાંસ ભક્ષક, લોક બાહ્ય ભૂંડું બોલનાર અને આર્યોના સર્વ આચારોથી વિહીન "મ્લેચ્છ" જાણુવો. આ ત્રણે દુર્ગુણો પરથી અસ્પૃશ્યોની અમુક પેટા જાતોને મ્લેચ્છ કહ્યા હોય એ બનવું શકય છે. આજકાલ મુસલમાન અને અંગ્રેજોને પણુ ગોમાંસ ભક્ષણાદિની સમાનતાથી મ્લેચ્છ કહેવાનો રિવાજ થઈ પડયો છે. તેમ વળી તેજ વ્યાખ્યા સુધા ટીકામાં,

ब्राह्मण्यां वैश्यतो जातः क्षत्ता भवति नामतः

अस्यामनेन चौर्येण म्लेच्छो विप्रात्प्रजायते

અર્થ—વૈશ્ય બાપ અને બ્રાહ્મણીનાં સન્તાન "ક્ષત્તા" કહેવાય. અને આવા "ક્ષત્તા" સ્ત્રીમાં છુપી રીતે (વિના લગ્નથી) ઉત્પન્ન થયેલો "મ્લેચ્છ" જાણવો. જેવી રીતે આગળ જણાવ્યું તેમ ખરા ચંડાળ તો વસિષ્ઠ વિશ્વામિત્રાદિના વંશજો જ છે પણ પાછળથી શૂદ્ર બાપ અને બ્રાહ્મણી માના પુત્રો પણ ચાંડાળ કહેવાય તેવી જ રીતે અસલી મ્લેચ્છ તો ગોમાંસ ભક્ષક, અશુદ્ધ ભાષાભાષી આચારવિહીન મ્લેચ્છ દેશવાસી જ છે. પણ તેનાં સાદશ્યથી આ ગૌણ મ્લેચ્છને પણ "મ્લેચ્છ" ગણાવ્યો.

બલ્કે, ઘણે ઠેકાણે તો પરમાર, રાઠોડ, સોલંકી ચોહાણ આદિ ક્ષત્રિય વંશનાં નામો પણ આ અસ્પૃશ્ય જાતિયોમાં મ્હોટે ભાગે હાલ મળી આવે છે. પણ મુસલમાનોનાં આ દેશપરનાં આક્રમણ પછીનાં આ સર્વે નામો છે. તે પરથી એ જણાય છે કે ઘણા ક્ષત્રિયોને પણ રાજ્ય અમલના જુલમોને લઇને આવા કામમાં પ્રવેશ કરવો પડયો હોય એમ પણ કેટલાએક માને છે કે જે જે ક્ષત્રિયોનાં રાજ્યોમાં આ ચંડાલો વસ્યા હતા તેમનાં ઉપનામો એ લોકોએ ગ્રહણ કર્યાં છે.

પ્ર. પણ હવે તમે તેને શું પાછા બ્રાહ્મણ બનાવવા માગો છો ?

ઉ. હું એમ નથી કહેવા માગતો કે આજને આજ સર્વ અસ્પૃશ્ય જાતિયોને બ્રાહ્મણપણાંનો "સ્ટામ્પ" મારી દ્યો. એ તો જેવાં જેનાં ગુણકર્મો હોય તેવા તેઓ ગણાય. તેઓમાંથી જે કોઈ તેવા બ્રાહ્મણના શુદ્ધ આચારવિચારવાળા, વિદ્વાનો હોય તો હું તે સામે વાંધો લઉશ નહિ. ભાઇ', તમે જરા તમારાં ધર્મપુસ્તકો તો જુઓ. જન્મનાં ચારો અને અતિશુદ્ર આદિ જેવાઓને બ્રાહ્મણ બનાવ્યા છે. જુઓ સ્કન્દ પુરાણનો સહ્યાદ્રિ ખંડ—

શ્રી પરશુરામ પૃથ્વીને જીતતા જીતતા દક્ષિણમાં આવ્યા અને કેટલાંક તીર્થોની સ્થાપના કરી. આ પછી તેમણે કેટલાક બ્રાહ્મણોને ભોજન માટે નોતર્યા—જુઓ તે પછી

श्राद्धार्थं चैव यज्ञार्थं मन्त्रिताः सर्वब्राह्मणाः। नागता ऋषयः सर्वे क्रुद्धो-भृगुर्भार्गवो मुनिः॥ मयानूतनकर्त्रा वै क्षेत्रं नूतननिर्मितम्। नागता ब्राह्मणाः सर्वे कारणं किं प्रयोजनम्॥ ब्राह्मणाः नूतनाः कार्या एवंचित्तानुग्रहम्। सूर्योदये तु स्नानार्थं गतः सागरदर्शने॥ चितास्थाने तु सहसा ह्यागतांश्च ददर्श सः। का जातिः कश्च धर्मश्च क स्थाने चैव वासनम्॥ कथयध्वं च संस्थाप्य कारणं तस्य विद्यते। कैवर्तकाः ऊचुः॥ ज्ञातिंपृच्छसि हे राम ज्ञातिः कैवर्तकीतिच॥ सिंधुतीरे कृतो वासो व्यापधर्मविशारदाः तेषां

વૈષ્ણવ સંપ્રદાયના મૂળ સ્થાપક શ્રી વલ્લભાચાર્ય તે પોતે બ્રાહ્મણ પણ સાધુ સંન્યાસી થયા અને તે મટી પાછા ગૃહી–બૈરીવાળા થયા. આ પતિતપણાંને લીધે તેમને હલકા પાડવાને તેમની ન્યાતવાળાએ બહુ જોર લગાડયું ન્યાત બહાર તો તેમને કર્યા જ અને હજીએ તૈલંગ લોકો તેમને ન્યાત બહાર લેખે છે અને કન્યા આપતા નથી. જેથી એક જ માતૃકુળમાંથી શાસ્ત્રવિરૂદ્ધ તેમને કન્યા ખરીદવી પડે છે. એ તો ઠીક છે કે તેમના વંશજો ધન, સ્વપક્ષનું બળ ગાદીનું જોર તેથી બચી ગયા અને કોઈ રડ્યાખડ્યાને પકડી જરજમીન આપી ઘરજમાઈ કરી પોતાનું ગાડું ચલાવે રાખે છે નહિ તો તેઓનું કોણ જાણે શું નું શું થઈ જાત ?

---

બેની ઇસ્રાએલના પૂર્વજો ઉત્તર તરફથી હિન્દુસ્થાનના દક્ષિણ ભાગમાં સુમારે ૧૬સો વર્ષ પહેલા આવ્યા; કારણ કે તેમના સ્વદેશપર બીજા દેશના લોકોએ સ્વારી કરી તેમનો દેશ જીતી લીધો. અને તેમને કાયર કર્યા તેથી પોતાના જીવ અને માલમત્તાના સંરક્ષણાર્થે તેઓને હિન્દુસ્થાનની વાટ લેવી પડી. તો પણ તેની પછવાડે લાગેલા દુર્દૈવે તેનો પીછો છોડયો નહિ. અર્થાત જે નૌકામાં બેસી તેઓ નીકળ્યાં તે નૌકા ( મુંબઈ પાસે ) કેનેરી બેટ આગળ ફુટી. એ બેટ ચઉલ ગામથી સુમારે ૧૫ માઈલ પર છે. સુમારે ૨૦૦૦ વર્ષ આગાઉથી ચઉલ ગામનો લાલ સમુદ્ર કાંઠાના આફ્રિકાના કિનારાનાં શહેરો સાથે વ્યાપાર સમ્બન્ધી મોટો વ્યવહાર ચાલતો હતો સદરહુ ફુટેલા વહાણ પરના માત્ર ૭ પુરૂષ અને ૭ સ્ત્રીઓ એટલાં માણસો જ જીવતાં બચ્યાં તેઓએ કેનેરી બેટથી સુમારે ૬ માઈલ પર સમુદ્ર કિનારાપર આવેલા નાયગામ નામના એક ન્હાના ગામમાં જઈ વાસ કર્યો.

પરદ્વિપસ્થ લોકોથી ભરેલું એક વહાણ મલબાર કિનારે ફુટયું. તે ફુટેલા વહાણ પરના લોકો અલીબાગની તરફે આગળ સમુદ્ર કિનારે આવી લાગ્યા. તે જ કાલના ચિત્પાવન લોક એ પરદ્વિપસ્થ ચિત-પાવનોએ મુખ્ય વસાહત ચિપલુન પ્રાન્તમાં કરી હતી. એ ચિતપાવનના પૂર્વજો વિસ્તીર્ણ સમુદ્ર ઓળંગી કોંકણમાં આવ્યા. તેઓ જમીનમાર્ગે આવ્યા ન હતા. તેમનો દર્શનીય ચહેરો, તેના ભુરા માંજરા ડોળા અને તેના ફુટેલા વહાણ સમ્બન્ધીની માહિતી આ સર્વ વાત સ્કન્ધ પુરાણ માંહેની વાતથી જુદી નથી કેટલાક એવું દર્શાવે છે કે એ ચિતપાવન ( ઇજીપ્તવાન્ ) જાતિના પૂર્વજો આફ્રિકામાંના ઇજીપ્ત પ્રાન્તમાંથી વહાણ પર બેસી આ હિંદુસ્થાનમાં આવ્યા વળી કેટલાક એમ કહે છે કે આફ્રિકામાંના બાર્બરી નામના પ્રાન્તમાંથી આવેલા જથ્થુ લોકોના એ વંશજ છે.

પંડિત બાલાજી વિઠ્ઠલ ગાવસ્કરકૃત અહિંસાધર્મ પ્રકાશ પાનાં ૪૯–૫૦–૫૧ ( છપાયલું વર્ષ સં. ૧૯૫૧ )

સ. ત્યારે બલાવોને કે આશ્રમલોપ્તા પ્રમાણે તેઓનું શું થાય?
જ. ભંગી કરતાંએ તેઓ નીચે ગણાય. જુઓ.

अरुढो नैष्टिकं धर्मं यस्तु प्रवच्यते पुनःप्रायश्चितं नपश्यामि येन शुध्येत् स आत्महा

અર્થ—જે પોતાના સન્યાસ આશ્રમથી પતિત થઈ પાછો ગૃહી થાય તે પોતાના આત્માને હણનાર પાપીને માટે કોઈપણ પ્રાયશ્ચિત છે જ નહિ કે જેથી તેની શુદ્ધિ થાય.

आरुढ–पतितं विप्रं मण्डलाच्च विनिः सृतम् उद्वद्धं कृमिदष्टं च स्पृष्ट्वा चान्द्रायणंचरेत् आरुढ पतितो ज्ञेयः सर्वधर्मबाहिष्कृत: निन्द्यश्च सर्वे देवानां पितृणां तथोच्यते

જે કોઇ વિપ્ર પોતાના સન્યાસ આશ્રમથી પતિત થઇ પુનઃ ગૃહી થાય તો ભંગીને અડકીને તો માત્ર ન્હાવું પણ આ પાપીને અડકીને * ચાન્દ્રાયણ વ્રત કરવું.

વળી સન્યાસીમાંથી બેરાવાળો થાય તો તે સર્વ પ્રકારના ધર્મકર્મથી બાહ્ય છે. સર્વ દેવકાર્ય અને પિતૃકાર્યને માટે તે નિન્દિત ગણાય છે.

કેમ ભાઇ જોયું તેમનું શું થાય તે ! એ તો "જીસકી લાઠી ઉસકી ભેંસ"

સ. પણ વૈષ્ણવો પોતાના ધર્મને આડું આવે છે એમ કહે છે તેનું શું?
જ. એ તો પોતાનાં ધર્મપુસ્તકો વાંચ્યા વગર જ કહે છે! બલ્કે શ્રી વલ્લભ–વૈષ્ણવ પંથની શરૂઆત જ હલકા લોકોમાં કરવામાં આવી છે. શ્રીમદ્દ વલ્લભાચાર્યના વંશજો જાતે કોણ છે તે અને શાસ્ત્રોનો કાયદો તેઓને માટે શું કહે છે એ આપણે જોઇ ગયા. હવે તેના ભક્તો જુઓ.

કચ્છના સ્વર્ગસ્થ વિદ્વાન ડાક્ટર આત્મારામ કેશવજી દ્વિવેદી પોતાના "પૃથિરાજ ચહુઆણ"માં આમ કહે છે. "હલકી જાતિને પણ ઉંચાઇનો દાવો કરવાનું મન થયું જેમકે...જેને દાદે કે પરદાદે સિંધમાં મચ્છીનો વ્યાપાર કીધો હશે અને પાંચ દશ હજાર માછલાં જેના પેટમાં ગયાં હશે તેનો પોત્રા કે પર પોત્રા આજ મરજાદ લઇ બ્રાહ્મણનો છાંટો નહિ લે અને ઘરમાં સ્ત્રીને મરજાદ હશે અને પુરૂષને નહિ હોય તો સ્ત્રી પોતાના પતિનો છાંટો નહિ લે!!! એ કંઇ નહિ પણ ગાત્યાભિમાનની હદ ઓળંગી જવાનાં પરિણામ છે."

---

* એકમથી એક કોળીઆથી શરૂ કરી રોજ એક એક માત્ર વધારી પૂનમને દિવસે પંદર ખાવા. ને પાછા એક એક ઓછો કરી અમાસે માત્ર એક જ ખાવો અને ચાંદ્રાયણવ્રત કહે છે.

વૈષ્ણવ ધર્મના શરૂઆતનાં ભક્તો વેશ્યા, મુસલમાન અને ભંગીઓ સુદ્ધાંએ હતાં. પંથોની શરૂઆત એમ જ થાય છે. એ તો ગાડું આગળ ચાલે એટલે ગઇ વાતોની સૂગ ચડે અને ખોટો આડમ્બર કરે. જુઓ તેમની "બસો બાવન" અને "ચોરાસી" વૈષ્ણવોની વાર્તાઓ.

બસો બાવન વૈષ્ણવની વાર્તા (૧૯૦૨ માં છપાયલી)માં ઘણા ભંગીઓ, પઠાણો વેશ્યાઓ વિગેરે વૈષ્ણવના મંદીરમાં આવી દર્શન સ્પર્શન કરતાં એટલું જ નહિ પણ ગુંસાઇજી અને નાથજી તેમને કોટી કરી ભેટતા. વિસ્તાર ભયને લીધે થોડી જ અહીં ઉતારવામાં આવે છે.

જુઓ વાર્તા ૧૭ મી. એક અલીખાન પઠાણ હતો. તેનો ઘોડો ઘણો જ સુન્દર હતો. એક ઘડીમાં ૭ ગાઉ ચાલતો. એ ઘોડાને દેખીને શ્રી ગુંસાઇજીએ પ્રશસા કરી એટલે અલીખાને તે ઘોડો ગુંસાઇજી પાસે મોકલી આપ્યો. પરંતુ શ્રી ગુંસાઇજીએ તે રાખ્યો નહિ. ત્યારે અલીખાને વિચાર્યું કે જો હું તેમનો સેવક થઇશ તો તે રાખશે. અલીખાન સેવક થયા અને સેવા કરવા લાગ્યા. અલીખાનની પુત્રી સેવા પણ કરવા લાગી. શ્રી ઠાકુરજી તેને અનુભવ બતાવવા લાગ્યા. અને તે સાથે મળીને નૃત્ય કરતા. અલીખાનને ખબર પડી કે ભીતર નૃત્યનો શબ્દ થાય છે. અલીખાને છુપા રહીને જોયું તો શ્રી ઠાકુરજી પધાર્યા હતા, અને નૃત્ય કરતા હતા. આ જોઇને પુત્રીની પ્રશંસા કરવા લાગ્યા.

તે જ વાર્તામાં પ્રસગ ૪થો. નિત્ય શ્રી ગુંસાંઇજી ગોકુળમાં કથા કહેતા હતા, અને સર્વ વૈષ્ણવો સાંભળતા હતા. અલીખાન પણ નિત્ય કથા સાંભળતા હતા. જ્યારે અલીખાન આવે ત્યારે શ્રી ગુંસાંઇજી કથા કહેવી શરૂ કરે...અલીખાન એવા કૃપા પાત્ર હતા કે કોઇ ભગવદ્ વાર્તા સાંભળતા તે અક્ષર પણ વિસરતા નહિ વાર્તા ૧૫૯ માં ઘોંઘી મુસલમાન એ ઠાકુરજીનો ભક્ત હતો. વાર્તા ૨૧૮, રસખાન પઠાણ હતો તેને......શ્રી નાથજીનાં દર્શન શ્રી ગુંસાઇજીના સ્વરૂપમાં થયા. શ્રી ગુંસાઇજી તેમને સાથે લઇ પધાર્યા અને ઉત્થાપનનાં દર્શન કરાવી મહાપ્રસાદ લેવરાવ્યો. એ રસખાન ગુંસાઇજીના એવા કૃપાપાત્ર હતા ઇત્યાદિ વાર્તા ૨૩૭ મીમાં તાનસેન મુસલમાન પણ શ્રી ગુંસાઇજીની કૃપાથી સર્વ અનુભવ જણાવતા હતા.

ભંગી નાથજીના ભક્ત હતા જે સર્વ દર્શનાદિ કરતા, તેવી અનેક વાર્તાઓ છે, જેમાથી અહીં એક જ ટાંકી છે.

વાર્તા ૨૪૪મી—એક ભંગી ગોવર્ધનમાં રહેતો. નિત્ય વિલછુ કુંડપર ઘાસ ખોદવા જતો તેની સામે નાથજીનું મંદિર હતું. અધિકારીએ ભીંત કરાવી

---

આ નિર્ણય વેદાન્તસૂત્ર ૩–૪–૪૩ ના શાંકરભાષ્યમાં **बहिस्तूभयथा—स्मृतेराचाराच्च** એ સૂત્ર પર આપ્યો છે.

એટલે વિલક્ષુ જોવામાં આવ્યું નહિ. તેમણે સ્વપ્નમાં તે ભંગીને આજ્ઞા કરી કે તું ગોકુળ જઈ વલ્લભજીને કહે કે આ ભીંત પડાવી નાખે. તે ત્યાં ગયો.

ગુંસાઈજી શ્રી વલ્લભજીએ..........પોતે ઉઠીને તે ભંગીને ગળે લગાડયો અને મોટો ઉત્સવ માન્યો.

જુઓ આવી બીજી અનેક વાર્તાઓ આ બસો બાવન વૈષ્ણવોની વાર્તામાં છે. જ્યાં શ્રી નાથજી ઠાકુરજી તેમ જ ગુંસાઈજી દર્શન, સ્પર્શ અને ભેટ આપતા અર્થાત ભેટતા અને ગળે લગાડતા એવું આવે છે.

જેને ખાતરી કરવી હોય તેમણે બસો બાવન વૈષ્ણવની વાર્તા અમદાવાદમાં મહાદેવ રામચંદ્ર જાગુષ્ટેને ત્યાંથી મંગાવી વાંચી લેવી.

સ. પણ ત્યારે શું તમે પાછા આ ઢેડ ભંગી વિગેરે અંત્યજોને પાછા બ્રાહ્મણ બનાવી બ્રાહ્મણોમાં મેળવી દેવા માંહો છો? માંસ ખાઈખાઈને અને દારૂ પી પીને તેઓના પરમાણુ પરમાણુ ખરાબ થઈ ગયા છે!

ઉ. એ તો શું પણ કોઈને પણ, જે જે વર્ણનાં ગુણકર્માદિ જોઈએ તે તે વર્ણના ગુણ કર્માદિ, તેમાં ન હોય તો તે વર્ણમાં શા માટે ગણાવા જોઈએ? પણ જરા પક્ષપાત મૂકી વિચારી જોશો તો હાલ તમો જેને બ્રાહ્મણ તરીકે માનો છો તેની તો દશા જુઓ! બંગાલના બ્રાહ્મણો, બકરાનું માંસ માછલાં—હરણ, સસલાં, ચન્દન ઘો, શાહુડી, તીતર વિગેરે ખાય છે. કાળીના તેમનાં મંદિરમાં સેંકડો બકરાંઓ રોજ પુજારી જ સ્વહસ્તે કાપે છે! દશેરાને દિવસે પાડો કાપી તેના લોહીનું ચરણામૃત જીભ પર મૂકી માથે ચાંલ્લા તરીકે ચઢાવે છે (જો કે લસણ કાંદો ખાતા તે વટલાય છે) છતા તેઓ બ્રાહ્મણ જ છે! તેવી જ રીતે મૈથિલ બ્રાહ્મણો પણ ઉપર જણાવેલી સર્વ વસ્તુઓ સ્વાહા કરી જાય છે! અલમોડા નૈનીતાલ વિગેરેના ઉત્તમ ગણાતા બ્રાહ્મણો ઉપર ગણાવેલાં માંસ ઉપરાંત સુવર ખાય છે અરે તેનાં અથાણાં ભરી રાખે છે, મુરબ્બા કરી મૂકે છે! દાણો લોટ વિગેરે પણ પહાડોમાં બકરાના ચામડાં કે જેને "ખલડુ" કહે છે તેમાં ભરી રાખવામાં આવે છે! પૂજારી પોતાના શુભ હસ્તે જ શિકાર કરી પોતાનાં પેટરૂપી પટારામાં ઉપલી વસ્તુઓ ધીરેથી મૂકે છે! ગોરખા બ્રાહ્મણો પણ ઉપરની પવિત્ર ચીજો શિવાય સેધા જંગલનો મુર્ગો કાચબો આદિ ભક્ષણ કરે છે. કાશ્મીરી તો ઉપર જણાવેલી સર્વ ચીજો ઉડાવે છે. ઉત્તર હિન્દના કાન્યકુબ્જ વિગેરે બ્રાહ્મણો કબૂતર, તીતર માંસ માંછલા હરણ વિગેરે ખાય છે અને બાધ માનતા નથી, છતાં એ ચોકામાં કોઈને આવવા દેતા નથી કે અડતા નથી અને ચોકામાં

કૂદી કૂદીને જાય છે ( ચોકાની અને બહારની જમીનનો એક કાળે –સમસ્પર્શ થવો જોઇએ નહિ ! ) છતાં આપણી છાતી પર જ વાજપેયી, અવસ્થી, આદિ બ્રાહ્મણો જ કહેવાય છે સિન્ધી બ્રાહ્મણોનાં મ્હોંમાં, " પલ્લો " નામની માછલીનું નામ સાંભળતાં જ પાણી છૂટે છે. એ માછલીઓને મીઠું લગાડી સુકવે છે, એકમેકને સોગાત તરીકે મોકલે છે. આ ઉપરાંત ખગ્ગા નામનાં તેમ જ બીજાં માછલાં માસ વિગેરે ખાય જ છે ! ઘણાઓ વામમાર્ગી હોય છે અને દારૂ તો તેમને અમૃતતુલ્ય છે (સિન્ધમા વાણીયા લોઢાની સીકમા ભેરવેલાં માંસનાં કબાબ સેકી વેચે છે ! ) પંજાબી બ્રાહ્મણો ઉપર જણાવેલાં લગભગ બધા જાનવરોના માસ હડપ કરી જાય છે પેશાવરમા તો અમુક ઋતુમાં એક જાતની ચલ્લીઓ થાય છે તેને સેકી મસાલો ભરી વેચે છે જે વેચાતી લઇ લોકો રસ્તામા જ ચાવતા ચાવતા ચાલ્યા જાય છે પંજાબમા ખુલ્લા જ " હિન્દુકા ગોસ્ત," "મુસલમાનકા ગોસ્ત " એમ રેલ્વે સ્ટેશનો પર બુમ મારતા આમ તમ માણસો વેચતા જણાય છે ! ગુજરાતી બ્રાહ્મણ તો માંસ ખાતા નથી, કચ્છી સારસ્વત બ્રાહ્મણોનું કંઇ ચોક્કસ કહી શકતું નથી. પણ તેઓ હુસેની બ્રાહ્મણો કહેવાય જ છે કેટલાક સિદ્ધપુરીઆ બ્રાહ્મણો બાબુલનાથ અને ભુલેશ્વરનાં મંદિરમા દર્શને આવનારા ભક્તોનાં જોડા અને છતરી સાચવે છે ! પેલા સુરત જીલ્લાના અનાવલાઓમાં શું દારૂ પીતા નથી ? છતા ય બ્રાહ્મણના બ્રાહ્મણ ! દક્ષિણના શેણવીઓ ( પોતાને ગૌડ સારસ્વત કહેવડાવતા ) મત્સ્ય માંસ ખાય જ છે ! વળી બીજા દક્ષિણી બ્રાહ્મણો " હિન્દુ ઉપાહારગૃહમા " કોણ જાણે કોનાં કોના એઠાં ( ઢેડના પણ હોવાં સંભાવના છે ) ચાહના પ્યાલા રકાબીઓ ધુએ છે ! આપણા બીજા ગુજરાતી બ્રાહ્મણો પણ હિંદુ હોટલમાં ઘણી ગંદી પોતડી પહેરી મેલા ચીકણા શરીરવાળા " આ પારીર મીક્ષ " આ પાંતરા, આ રાજરાણીની ચાહ, એમ વેચતા બ્રાહ્મણો " વેટરો " જેમ યુરોપીઅન હોટેલામાં હોય છે તેમ શું નથી હોતા ? વળી મીઠાઇ–મોનથાર, લાડુ, ભજીયાં આદિ બનાવવામાં જેનો મ્હોટો ભાગ જાણીતો છે એવા અક્ષર શૂન્ય પોકેણા–પુષ્કરણા બ્રાહ્મણો પણ બ્રાહ્મણો જ છે ! ઉપર જણાવેલા બ્રાહ્મણો મરેલાં જ જાનવરોનાં જ ( કંઇ જીવતાં થોડાં મ્હોમાં મૂકાય છે ! ) માંસ ખાય છે તેમનાં પરમાણુ કવાં હશે ! એનો કોઇવાર તમોએ વિચાર કર્યો છે ? છતાં

